# પ્રેમકથાઓ

[ ફુલ ]



હિંમતલાલ ચુ. શાહ

# કેમકથાઓ

[ ફૂલ ]

લેખક

હિંમતલાલ ચુ. શાહ

આવૃત્તિ પહેલી

સંવત, ૧૯૮૪ ઇ. સ. ૧૯૨૮

કિંમત ૦-૬-૦

ટપાલખર્ચ ૦-૧-૦

મળવાનાં ઠેકાણાં :—

**પુરૂષોત્તમ લલ્લુભાઈ**
માણેકચોક–ગેટ પાસે
**અમદાવાદ**

**જીવણલાલ ચુનીલાલ શાહ**
સમલાયા સ્ટેશન

**હિંમતલાલ ચુ. શાહ**
શાહપુર ચકલું
**અમદાવાદ**



મુદ્રક: મુદ્રણસ્થાન:

**કેશવ હ. શેઠ**

ખડાયતા મુદ્રણકલા મન્દિર

**અમદાવાદ**

# પ્રસ્તાવના

ગુજરાતને માત્ર પોતાની અખંડ આજીવન મૌનસેવાથી પરિચિત એવાં સૌ૦ શારદાબહેન મહેતાએ એક લોકપંચની એકક વેળા હમણાં જ પડકાર કર્યો હતો, કે આજનો યુગ સ્ત્રીઓ અને બાળકોનો છે. ખરેખર તેમજ છે. ગુજરાતને અવલોકીએ તો નવલ પ્રકાશનાં કિરણો આ સત્યનું જ દર્શન કરાવે છે. કિરણોનું પૃથ્થક્કરણ કરીએ તો આ નવા યુગના સર્જકો, સંસ્થાઓ અને સેવકોમાં એક જ મહામંત્રનું ઓજસ ભરેલું છે અને તે સ્ત્રીઓ તથા ઉગતી પ્રજા દ્વારા પૂનર્જીવનની સ્થાપના.

આ મહામંત્રનો એક ફણગો તે ઉગતી પ્રજાના સાહિત્યનું પ્રગટ થવું. છેલ્લાં પાંચેક વર્ષમાં બાળસાહિત્ય જે પ્રકાશન પામ્યું છે, તે માટે જરૂર ગુજરાતને પોતાના અવિરત પ્રયત્ન માટે મગરૂર થવાનું કારણ છે. આ દિશામાં ઉઠાવેલી જહેમત ઉગતી પ્રજાને કળાપ્રેમી, રાષ્ટ્રપ્રેમી, શ્રમજીવી અને પ્રાણવાન બનાવવા સફળ નીવડી છે; પરંતુ એ પ્રયત્નો આ નાની પ્રસ્તાવનામાં નોંધવા શક્ય નથી. નવા યુગની સ્થાપનામાં બાળસાહિત્યના એ સ્રષ્ટાઓનો ફાળો નાનો સુનો ન જ કહેવાય. જગતના બાળસાહિત્યના સ્રષ્ટાઓની એક પરિષદ ભરીએ તો તેમાં સર્વપૂજ્ય એવા કેટલાયે મહાપુરૂષોનો મેળો થાય: અને તેમની ગોદમાં 'દેવનાં દીવડા' બાળકોનાં અમર હાસ્યો તથા કલ્લોલતા અવાજોનું પ્રેરક સંગીત સાંભળવાનું મળે.

પણ બીજી બાજુ વિચારીએ તો બાળકો એ રાષ્ટ્રજીવનની છેલ્લી આશા છે. ઘણા યે મહાપુરૂષોમાં રાજકીય કે એવા બીજા જીવન-વિગ્રહ ખેડી નિરાશાના થાક્યા-પાક્યા શ્વાસ લેતી વખતે બાળકોની મુખમુદ્રાઓએ આશાનાં પૂર ઉભરાવ્યાં છે. હંગરીના ઉદ્ધારક ફ્રાન્સીસ ડીક, ટૉલ્સટોય અને પૂજ્ય ગાંધીજીએ પણ બાળકોના અંતેવાસ સેવી આ દેવોનું પૂજન કર્યું છે. મહાન ઋષિમુનીઓના વિદ્યાર્થીઓ

સાથેના સંબંધે તો ભારતને ગૌરવવંત બનાવ્યું છે. બાળકોની ઉપાસનામાં બ્રહ્મની ઉપાસના માણી જીવન સાફલ્ય સાધનારાં માનવીઓ દેશેદેશમાં જડી આવશે. રાષ્ટ્રની પ્રગતિનું આ એક ચિન્હ છે.

આ બાલોપાસનાના મંદિરે ભાઈ હિંમતલાલ શાહ પોતાની આ નાનકડી પુસ્તિકા અર્પી હજી તો પોતાને એ ઉપાસનાના અધિકારી બનાવે છે. શિવરાત્રિના અત્યાર સુધીના 'અપૂજ્ય દેવ' જેવાં બાળકોની ઉપાસના આજે તેઓ કરી રહ્યા છે. આ પુસ્તિકા આ ઉપાસનાની શ્રદ્ધા, તત્પરતા અને તપનું એક પરિણામ છે. તેમની ખાદીની થેલીમાં બીજાં સુંદર પુસ્તકો તૈયાર છે. તેમનાં દર્શન કિરતારના હાથમાં છે. કૃપા હશે તો ગુજરાતને તે દર્શન વહેલાં મોડાંજરૂર થશે.

દરેક રાષ્ટ્રને પોતાનું પૌરાણિક સાહિત્ય હોય છે. આ પૌરાણિક સાહિત્યના સર્જનનાં મૂળ રાષ્ટ્રની પોતાની ફિલસુફી લોકસમુદાયના અંગેઅંગમાં ભરી દેવાની ભાવનામાં રહેલાં જણાય છે. હિંદુ પૌરાણિક સાહિત્યનો તેમજ ગ્રીસ કે રોમના પૌરાણિક સાહિત્યનો ઇતિહાસ આ વસ્તુની સાક્ષી પૂરશે. આ 'કેમકથાઓ' પણ આ યુગનું પૌરાણિક સાહિત્ય છે. તેમાં જગતભરની કથાઓ છે, તે તો આજે આપણા જીવનમાં ફેરવાયેલા અને પ્રાણપુરક દૃષ્ટિબિંદુનું પરિણામ છે. આ દૃષ્ટિબિંદુ એટલે પોતાની ફિલસુફીનાં પૂજન અને પરદેશી સુંદર ફિલસુફીનો આદર.

વાર્તાઓ બાળજીવનને કલ્પનામય, ભાષાપ્રપૂર્ણ અને સંસ્કારી બનાવે એ દૃષ્ટિથી રચાવી અને કળાથી કહેવાવી જોઇએ. અસંસ્કારી, ભાષાશૈલી અને કલ્પનાની પોકળતાથી ભરેલી, બાળકોના ભય અને વહેમને વધારનારી, આપણા જીવનના કલહો અને આંટીઘુંટીઓવાળી ચોપડીઓ બાળકો માટે ગણાઇ વેચાય છે, તેનાથી બાળકોને બચાવવાં જોઇએ. એ દિશાના પ્રયત્ન તરીકે 'કેમકથાઓ' ઉપયોગી નીવડી શકે.

'કેમકથાઓ'નું વાતાવરણ અને પ્રાણનાં હવે દર્શન કરીએ. આ વાર્તાઓ બાળકોને કહેવાય છે ત્યારે જીજ્ઞાસાથી તરવરતાં નિર્દોષ

નેત્રો વાર્તાકારની મુખમુદ્રા નિહાળી રહે છે. કુદરતને ખોળે, સૌંદર્ય અને ફોરમભર્યા અંગે ઝુલ્લા ખાતાં અવનવાં પુષ્પોના પૂર્વ ઇતિહાસ ઉકલતી વખતે બાળકોનાં હૃદય નાચે છે. વાર્તામાં પોતાની જ દુનિયાનાં સમોવડીઆં મિત્રો જેવાં પાત્રો અને રમતો–ગમતો જોઇ પોતે જ એ વાર્તાનો નાયક કે નાયિકા હોય તેમ ઘડીભર કલ્પતાં ચગી રહે છે. નવરંગી વાદળીઓ અને કિરણો સાથેની ગમ્મત હરહંમેશ પોતે જ કરતાં હોય, વાઘના શિકાર કે સાપ સાથેનાં ખેલન પોતાની પ્રિય પ્રવૃત્તિ હોય, બહેનનાં સ્વાર્પણ, જનતાને માટે એકના એક દીકરાનાં દાન, પરીઓની ઉદારતાઃ એ બધું પોતાની આદર્શ વસ્તુ હોય તેમ આ વાર્તાના વાતાવરણમાં–પ્રાણમાં બાળક લીન થાય છે. ' પરગજુ ' તો લોકસાહિત્યમાં સ્વાર્પણની અમર કૃતિ ' માધાવાવ 'નું સ્મરણ કરાવે છે.

વળી આ વાર્તાઓમાં સૌંદર્ય અને કળાનું વાતાવરણ મહાઇ ગયું છે. પદે પદે કળાના સંસ્કારનાં લેખકે સ્વાસ્તિક પુર્યા છે. બાળજીવનમાં જે નિર્દોષ સંસ્કારિતાની આવશ્યકતા છે, તે આ પુસ્તકમાંથી જરૂર મળે છે. લેખકે કલ્પના અને વસ્તુ જ માત્ર સંસ્કારી લીધી છે એમ નથી: ભાષાશૈલી પણ બાળપ્રિય છે. બીજી એક વિશેષતા એ છે, કે આ વાર્તાઓ બાળભૂગોળ તેમજ બાળવનસ્પતિશાસ્ત્રની આછી મધુરી માહિતી આપે છે. બાળકની પ્રાથમિક દશામાં જે જ્ઞાનના–જ્ઞાનના વિષયોના–શાસ્ત્રોના પાયા નાખવાના હોય છે, તેમાં આ વાર્તાઓ ઉપયોગી થઇ પડે તેમ છે. બાળકને દુનિયામાં જે કંઈ અનુભવ થાય છે, તેની સમસ્યાનો ઉકેલ કરવામાં તેમજ પ્રગટ કરવામાં મદદરૂપ થાય તેવી આ વાર્તાઓમાં શક્તિ છે.

અને વધુમાં, ગુજરાતના બાલસાહિત્યમાં આ પુસ્તકથી નવી ભાત પડે છે. આ વાર્તાઓ લખવા માટે ભાઇ હિંમતલાલ શાહનો બાળકો તરફથી આભાર માનું છું અને આ ફુલ વિભાગ જ છે; તેથી નવી નવી અનેક ભાતોવાળી, ઝાડ તથા પશુ–પંખીની વાર્તાઓ લખવાનું તેમને બળ આપો, એવી પ્રભુપ્રત્યે મારી પ્રાર્થના છે.

તા. ૨–૮–૨૮ **ઇન્દુપ્રસાદ ભટ્ટ**

# કથની

" કેમકથાઓ " એટલે બાળકોના ' કેમ ? ' એ પ્રશ્નના જવાબ સમી ઉત્પત્તિની વાતો. એમાં ફૂલ, ઝાડ, પશુ, પંખી અને બીજી ઘણી વસ્તુઓની ઉત્પત્તિની વાતોનો સમાવેશ થઇ શકે; પણ આ ' ફૂલ ' વિભાગ છે. આ જાતની વાતોનું એક પણ બાલોપયોગી પુસ્તક આપણી ભાષામાં નથી: આ પહેલું જ છે. બાળકોને ગમશે તો આવી જ બીજા પ્રકારની વાતો લખવાનો ઇરાદો છે.

ગરવી ગુજરાતીની નૈસર્ગિક કોમળતા ભાષામાં ઉતારવા શક્ય તેટલા પ્રયાસ કર્યા છે. તેમાં અને વાર્તાલેખનમાં મને કેટલી સફળતા મળી છે, તે માપવાનું કામ મારૂં નથી; ગુજરાતનું છે. એટલું ખરૂં કે આ વાર્તાઓ ચારસો–ચારસો બાળકો ઉપર અજમાવેલી છે. તેઓએ ભાવથી સાંભળી છે ને સંભારી છે.

મારા વિદ્યાગુરૂ શ્રી૦ વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, મુરબ્બી ભાઇ ચુનીલાલ જગજીવનદાસ શાહ તથા મુરબ્બી શ્રી૦ મોતીલાલ સોમાલાલનો પોતપોતાની વિશિષ્ટ શક્તિની સહાય આપવા બદલ આભાર માનું છું. મારા મિત્ર ભાઇ અમૃતલાલ જીભાઈ ત્રિપાઠી મિત્રકર્તવ્યમાં પાછા નથી પડયા તે, ઉલ્લેખ પણ કર્યા સિવાય કેમ રહેવાય ?

બીબાંની બેવકૂફીને લીધે થયેલી ' ૭ ' તથા ' ૨ 'ની ભૂલોથી માંડી ઝીણા અક્ષર થઇ ગયા છે, ત્યાં સુધીની ભૂલો મારી નજરબહાર નથી; પણ તે સુધારવાની તક નહીં મળવાથી દિલગીરી સાથે ચલાવી લેવું પડે છે. બીજી આવૃત્તિનો પ્રસંગ મળશે તો સુધારો થશે, તે જણાવવાની જરૂર નથી જણાતી.

આમાંની બીજી વાત મારી નથી.

શાહપુર ચકલું.
**અમદાવાદ**
તા. ૫–૮–૨૮

**હિંમતલાલ ચુ. શાહ**

પૂજ્ય અનસૂયાબહેન સારાભાઈ,

આપની સેવાવૃત્તિથી જનતા અજ્ઞાત નથી; પરંતુ આપના હૃદયમાં

બાળકો પ્રત્યેના વાત્સલ્યનાં અમૃતમીઠડાં વારિ છલકાય છે,

તે મારે મન વધારે મહત્ત્વનાં હોવાથી, બાળકો

માટે લખાયલું મારૂં આ નાનકડું

પુસ્તક આપને ચરણે

ધરૂં છું.

લિ. સેવક,

હિંમતલાલ ચુ. શાહ

# અનુક્રમ

૧

# રાણીમા

મોટો ઉંચો એક પર્વત. એનું માથું આકાશે અડકેલું. બરફ જ પડ્યો રહે. જ્યાં જુઓ ત્યાં બરફ, બરફ ને બરફ. કોઇક ઠેકાણે લીલી લીલી શેવાળ.

બરફમાં રીંછ રહે તો ખરાં ; પણ પર્વત એટલો ઉંચો કે બિચારાં વધારે ઉંચે જવાની હિંમત જ ન કરે. કોઇ ત્યાં ન જાય એટલે શિખર ઉપર કોઇ ના મળે. ફક્ત થોડા હંસ રહે. સાથે તેમની રાણી. રાણીનું નામ ચંપા.

હંસ રાણીને પૂજે. રાણી કહે તેમ કરે. રાણી કહેશે, " આમ કરો " તો હંસો એમ કરે. રાણી કહેશે, " તેમ કરો " તો હંસો તેમ કરે.

બરફમાં રહે તે બધાં ધોળાં હોય. હંસ ધોળા ને એમની રાણી પણ ધોળી

સવારના પહોરમાં હંસ ચારો ચરવા જાય. માનસરોવરનાં મોતી એ એમનો ખોરાક. ચંપા એકલી પડે. બિચારીને જરાય ગમે નહીં. ન મળે કોઇ વાત કરનાર કે ન મળે કોઇ સાથે રમનાર. હંસ બધાં કામ કરી લે એટલે કામ કરવાનું ય નહીં. આખો દહાડો કેમ કરીને જાય ? કામ કરવાનું હોય, રમવાનું હોય, અરે ! કોઇ વાત કરનાર હોય તોય દહાડો ખુટે. નવરાનો દહાડો ખાસ્સો વરસનો.

નવરું માણસ શું કરે ? આમ તેમ રખડ્યા કરે, એજ કે બીજું ? ચંપા ફરવા જાય. થોડું ઘણું રખડી એક ઠેકાણે બેસે.

આકાશમાંના સૂરજને જોયા કરે. બરફ ઉપર સૂરજનાં કિરણ પડે. લાલ, પીળો ને લીલો: એવા એવા રંગ થાય. ચંપાને વહાલા લાગે. પકડવા દોડાદોડ કરે. એ તે હાથમાં આવે ? ચંપા કિરણોને પકડવા જાય, પણ લુચ્ચાં કિરણો: એ તે પકડાય શાને!

એક દહાડો હંસ ચારો ચરવા ગયા. ચંપા ફરવા ગઇ. સૂરજ જોયો ને બરફ જોયો. કિરણો જોડે રમવા ગઇ; પણ કિરણો રમેજ નહીં. એકને પકડવા જાય ત્યાં બીજું સોયની માફક બરડામાં વાગે. એને પકડવા જાય ત્યાં તો હજારો કિરણો હાથ ઉપર ચઢી બેસે ને કૂદાકૂદ કરે. ચંપા કંટાળી ગઇ. બળ્યાં એ કિરણો ! નિરાશ થઇ ઘેર આવી. રોવા જેવું મોં થઈ ગયું.

એવામાં તો હંસો ચારો ચરીને આવ્યા. ચંપા માટે સાચાં મોતી લાવ્યા. મોં આગળ મૂક્યાં. ચંપા ન હાલે કે ચાલે. ન મોતી સામું જુએ કે ન હંસો સામું જુએ. નીચું મોં ઘાલીને જ બેસી રહેલી.

રોજ તો હંસો આવે એટલે ચંપા રાજી રાજી થઇ જતી હતી. હસતી ને રમતી. મીઠી મીઠી વાતો કરતી. વાતમાં ને વાતમાં મોતી જમી લેતી ; પણ આજે તેમાંનું કશુંય ન મળે !

હંસોને નવાઇ લાગી. કાળજું તો ધડક ધડક થાય. "અરેરે, આજ રાણીમા નથી બોલતી કે નથી ખાતી. એને તે થયું શું હશે ?"

એક હંસ કહે, "રાણીમા, રાણીમા, તું કેમ બોલતી નથી ? રૂપાળાં રૂપાળાં આ મોતી કેમ ખાતી નથી ? કહે તો ખરી, તને આજે શું થયું છે ?"

બીજો હંસ કહે, "રાણીમા, કોઇએ તારી મશ્કરી કરી ? તારૂં કહ્યું ન માન્યું ? થયું છે શું ? કહે તો સમજાય ને !"

ચંપા રડી પડી. આંખમાંથી ડળક ડળક આંસુ પડવા લાગ્યાં. રડતાં રડતાં કહે, "મારી મશ્કરી કોણ કરે ? તમારા સિવાય અહીં બીજું

કોણ આવે છે? બાપુ, કોઇએ મારી મશ્કરી નથી કરી. તમે બધા રોજ ચારો ચરવા જાઓ છો ને મોડા આવો છો. મારી પાસે કોણ? મને તો એકલું ગમતું નથી. આમ રખડું છું ને તેમ રખડું છું. જેમ તેમ કરીને દહાડો પૂરો કરું છું. હવે તો કંટાળી ગઇ છું."

હંસ કહે, "ગાંડી રે ગાંડી! આવું તે દુઃખ મનમાં લાવતાં હોઇશું! જો, અહીં સૂરજ ઉગે છે, સૂરજ જોડે રમ. કિરણો જોડે રમ. બરફનું ઘર બનાવ. બરફના હંસ બનાવ. બરફનો સૂરજ બનાવ. ફાવે તે બનાવ ને!"

ચંપા કહે, "બરફ જોડે બહુયે રમી. સૂરજ મારી પાસે આવતો નથી અને કિરણો તો લુચ્ચાં છે. અડપલાં કરી કરીને પજવે છે. આજે તો મને રડાવી. મારે કોઈ જોડે નથી રમવું. તમારી સાથે લઇ જાવ. 'હા' કહો તો જ ખાવાની. નહીં તો નહીં. આ પડયાં તમારાં મોતી........."

હંસોએ સાથે લઇ જવાનું કહ્યું. ચંપા રાજી રાજી થઇ ગઇ. હસતાં હસતાં ખાવા લાગી. ખાતાં ખાતાં વાને વળગી.

બીજે દહાડે હંસો ચારો ચરવા જવા તૈયાર થયા. ચંપા પણ તૈયાર થઈ ગઈ. એક હંસે તેને પીઠ ઉપર બેસાડી. બધા માનસરોવર તરફ ઉડયાં. ફરરરરર......

આવી પહોંચ્યા સરોવરની પાળે. ચંપા ખુશ ખુશ થઇ ગઈ. નવું નવું. પાણી, માછલાં, દેડકાં, ઝાડ, પાનઃ બધું નવું! ચંપા પાણીમાં રમે. દેડકાં જુએ. માછલીઓ જુએ. વાહ! વાહ! કેવું રૂપાળું! હંસો ચરે ને ચંપા ફરવા જાય. લીલાંછમ ઝાડ જુએ. ભાતભાતનાં ફુલ જુએ. ઝાડ ઉપરનાં પંખી જુએ. જમીન ઉપર ચાલતાં જનાવર જુએ. અહીં તો બહુ સરસ. પર્વત ઉપર તો નર્યો બરફ. અહીં તો કેટલું બધું જોવાનું છે! એ તો હંસ ચરતા હોય

ત્યાં સુધી જોયા જ કરે. આ જુઓ ને પેલું જુઓ. બસ જો જો-
નો ધંધો.

એક દહાડો ચંપા ફરવા ગઈ. આ...ઘે. સરોવર દેખાય નહીં
એટલે બધે આવે. ત્યાં એણે એક માણસ જોયું. બિચારીએ કોઈ
દહાડો માણસ નહીં જોયેલું. બે હાથ, બે પગ, બે આંખો, બે કાન,
નાક, મોઢું, માથું, વાળઃ એ બધું જોઈ એને નવાઈ લાગી.
મનમાં કહે, "આ તો નવાઈ ! એ શું હશે ? "

ચંપા માણસ પાસે ગઈ, ધીને રહીને પૂછ્યું, "તું કોણ છે ?"

માણસ કહે, " માણસ. "

ચંપા કહે, " માણસ ? ઓહો માણસ! માણસ આવાં
રૂપાળાં હોય ? તું બહુ સરસ છે હોં! વાહરે માણસ વાહ! અરે
ઓ માણસ, તારા જેવાં માણસ જોવાનું મને બહુ ગમે છે. ચાલને
મારે ઘેર. બહુ મઝા પડશે. હું તો તને જો જો કરીશ. "

ચંપાને શું ? એને તો બધું ઠીક; પણ માણસ ભલો એની
સાથે જાય ? કંઈ કામ ધંધો હોય કે ન હોય !

એ કહે, " મારાથી તો ન અવાય. ઘેર મારા જેવાં બીજાં
બે–ચાર માણસો છે. તે શું કરે ? માણસ જોવાં હોય તો તું જ
ચાલને મારી સાથે. જો, પેલું ગામ દેખાય છે ને, ત્યાં નર્યાં માણસો
છે. તને જોઈ એ બધાં ખુશ થશે. એમને જોઈ તું ખુશ થજે. "

ચંપા કહે, " અને તારી પાસે આ શું છે ?"

માણસ કહે, " એ તો ડાંગર છે. "

ચંપા કહે, " ડાંગર ! એ ડાંગર શું કરવાની ? "

માણસ કહે, " ડાંગરને ઘેર જઈ ખાંડવાની. ખાંડીશું એટલે
ચોખા નીકળશે. આમ ધોળા ફગ. એ ચોખા રાંધીશું ને ખાઈશું."

ચંપા કહે, "હે? ચોખા રાંધશો ને ખાશો? મોતી નહીં ખાવાના?"

માણસ કહે, " અરે. મોતી ખાઇએ તો અમારા દાંત તૂટી જ જાય ને?"

ચંપા કહે. " ત્યારે ચોખા રાંધીને ખાવાના! રાંધવાનું કેવું?"

માણસ કહે, " તું મારે ત્યાં આવે તો એ બધું બતાવું. અમારે ત્યાં જોવા જેવી બહુ વસ્તુઓ છે. ગામમાં મારા જેવાં બહુ માણસો છે. કોઈ ધોળાં તો કોઇ કાળાં; કોઇ બીજા રંગના ય હોય. કોઇનું મોં સારૂં તો કોઈનું ખરાબ. કોઇનું વાંદરાં જેવું તો કોઇનું ઉંટ જેવું..."

ચંપા કહે, " વાંદરૂં શું છે? ઉંટ કેવું હોય?"

માણસ કહે " વાંદરૂં માંકડા જેવું હોય. "

ચંપા કહે, " માંકડું કોના જેવું હોય? "

માણસ કહે, "જો, બધું અહીં સમજાવાય નહીં, મારે ત્યાં ચાલ; તને બધું જોવાનું અને સમજવાનું મળશે. ચાલ, આવે છે ને?"

ચંપા કહે, " હા, આવું છું. પણ મારે હંસોની રજા લેવી જોઇએ ને? અને હંસો કંઈ દૂર નથી. લે ચાલ, આપણે બંને જઇએ. સાથે જઇશું ને સાથે પાછાં આવીશું."

બંને જણ હંસો ચરતા હતા ત્યાં આવ્યાં ચંપાએ બૂમ પાડી. બધા હંસ સરોવરમાંથી બહાર આવ્યા. ચંપાએ રજા માગી, એટલે એ બિચારા તો રડવા લાગ્યા.

"રાણીમા, અમને છોડીને શાદ જાય છે? ઓ ચંપા, અમે તારો શો ગુનો કર્યો? તારા ગયા પછી અમારી શી દશા થશે? તું ના જઇશ. મા, તારે પગે પડીએ છીએ" આમ કહી તે બધા ચંપાને પગે પડ્યા. ચંપાને તો જવું હતું. એ શાની માને?

હંસોએ બહુએ કહ્યું, પણ ચંપાએ માન્યું નહીં.

એ હંસે કહ્યું, "રાણીમા, તારી ઇચ્છા છે તો અમારો કંઇ ઉપાય છે ? પણ એક શરતે રજા આપીએ. તારે અમારાં મોતી ખાવાં. તું જ્યાં હોઇશ ત્યાં મૂકી જઇશું."

ચંપાએ તે કબુલ કર્યું ને માણસ સાથે ચાલતી થઇ.

ચાલતાં ચાલતાં નર્યું જોવાનું આવ્યું. ખળખળ કરતાં ઝરણાં, મોટા મોટા પથરા, જાતજાતનાં ઝાડઃ શું ગણાવવું ને શું ન ગણાવવું ?

ઝરણ જુએ ને નહાવા પડે. પથ્થર જુએ ને ઉપર ચઢી કૂદે. માટીના રંગ જુએ ને આળોટે. ચંપા તો હસે ને કૂદે. ઓહોહોહોહો ! આવું તો કોઇ દહાડો નહોતું જોયું. 'બહુ જ સરસ. બહુ જ સરસ.'

એણે તો બસ જોવાજ માંડ્યું. પેલા માણસને કહે, "હું તો કંઇ નથી આવતી. તારે જવું હોય ત્યાં જા."

માણસ ચાલ્યો ગયો.

ચંપા એકલી પડી. જોવાનું કામ ધમધોકાર ચાલ્યું. કોઇને ભેટે ને કોઇને બચ્ચી કરે. બસ, દોડાદોડ. દોડીદોડીને થાકી. ભોંયે બેસીને જુએ તો બધું દેખાય નહીં; એટલે ચંપાએ વિચાર કર્યો, "લાવને કોઇ ઝાડ ઉપર ચઢીને બેસું."

એ તો ઝાડ પાસે ગઇ.

ઝાડને કહે, "ઝાડભાઇ, ઝાડભાઇ, મને તમારી ડાળીએ બેસવા દેશો ?"

ઝાડ કહે, "નારે બહેન ! મારાથી જ મારો ભાર નથી ઉપાડાતો ત્યાં વળી બીજાને ક્યાં વધારૂં ? આ જો તો ખરી, કેટલાં બધાં ફૂલ છે ? એ જશે એટલે ફળ આવશે. એમનો ભાર તો ફુલથીય વધારે. કોક વાંઝીઆ ઝાડ પાસે જા. એ તને બેસવા દેશે."

ચંપા બીજા ઝાડ પાસે ગઇ. લીલાં રસદાર પાન. રૂપાળું થડ. નાજુકડી ડાળીઓ. પણ બિચારૂં વાઝીઉં. ન થાય ફુલ કે ન થાય ફળ!

ચંપા કહે, " ઝાડભાઇ, ઓ ઝાડભાઈ, તમારી ડાળીએ બેસવા દેશો કે ? તમારે નથી ફુલ કે નથી ફળ. ભાર નથી એટલે બેસવા દો તો સારૂં."

ઝાડ કહે, " એ બધું ખરૂં; પણ તારો ભાર વધારે ને ? જો, મારી ડાળીઓ કેટલી પાતળી છે ! જરાક ભાર આવે કે ભાગી જાય. જો તું ફુલ થઇને બેસે તો બેસવા દઉં "

ચંપા ફુલ થઇ ને એક ડાળીએ બેસી ગઈ !

રૂપાળું શરીર તેથી ફુલ પણ રૂપાળું.

બે દહાડા ચાલ્યા ગયા. ત્યાં તો એક ભમરો આવ્યો. કાળો મેશ જેવો. એ તો જઇ બેઠો ફુલ ઉપર. ભાઈ સાહેબ તોફાન કરતા ગુંગુંગુંગું કરવા લાગ્યા. પછીથી તો બીજો આવ્યો ને ત્રીજો આવ્યો. મોટું ટોળું આવ્યું. બસ ગુંગુંગુંગું......

ચંપા કંટાળી. એ કહે, " આ શું ? ગુંગુંગું ને ગું. બીજું કશું સંભળાય જ નહીં ! બસ, જ્યાં જુઓ ત્યાં ભમરા, ભમરા ને ભમરા! બીજું કશું દેખાય જ નહીં. આપણાથી તો આવું ન વેઠાય. "

બૂમ પાડી ભમરાને કહે, " ચાલ્યા જાવ; નહીં તો મૂઆ જાણજો. "

ભમરા નાઠા. જીવ લઇને નાઠા.

ચંપાએ શરીર ઉપર જોયું તો કાળા કાળા ડાઘ પડેલા. અરેરે, બધું શરીર બગાડયું. લાવને ડાઘ ધોઈ નાખું. એ તો અત્તરે નાહી. ડાઘ ગયા પણ સુગંધ ન ગઇ. ફુલમાંથી વાસ નીકળવા લાગી.

હજીય ચંપા ફુલ બનીને રહી છે. લોક એ ફુલને 'ચંપાનું ફુલ' કહે છે.

ચંપાનું ફુલ રૂપાળું છે.

ફુલનો રંગ સોના જેવો છે.

એમાંથી સુવાસ નીકળે છે.

કોક દહાડો પેલા હંસો મોતી મૂકી જાય છે. રાતે આવે છે ને રાતે ચાલ્યા જાય છે. તમારે એ મોતી જોવાં છે ? સવારે વહેલાં જઈને જોજો. કોક દહાડો દેખાશે. પણ તે એવું કે હાથમાં ઝાલો તો તમારો હાથ પલળે. અને સૂરજનો તાપ પડે તો તો વરાળ થઈને જાય આકાશમાં......

અને ભમરા તો હવે પાસે આવતાજ નથીને !

એક હિંદી કવિએ તો ચંપા માટે કવિતા પણ બનાવી દીધી છે. આ રહી તે ગુજરાતીમાંઃ—

" ચંપા, તુજમાં ત્રણ ગુણ,
રૂપ રંગ, ને વાસ:
એક અવગુણ તુજમાં વસ્યો,
ભ્રમર ન આવે પાસ. "

૨

# કિલટી

દરિયાને તળીએ રાજા રહે. એને એક કુંવરી. કુંવરીનું નામ કિલટી.

કિલટી બહુજ રૂપાળી. અને રાજાની કુંવરી એટલે મોજશોખમાં મણા હોય ? ખાવું-પીવું અને ઓઢવું-પહેરવું. કંટાળો આવે તો ફરવા જવું. બસ મઝા જ મઝા. દુઃખનું તો નામ નહીં.

એનું ઘર સરસ. એવું સરસ કે વાત ન પૂછો. દરિયામાં કોઇને એવું ન મળે. આમ મોતી, પરવાળાં અને રૂપાળી છીપોલીઓથી તો ભીંતો શણગારેલી.

કિલટીની ગાડી પણ રૂપાળી છીપોલીની. એકક તો સુંવાળી સુંવાળી. લીલ અને શેવાળ લગાડેલાં તે સુંવાળી કેમ ન હોય ? એને ખેંચનાર ઘોડા નહીં હોં ! માછલીઓ. અને તે પણ સોનેરી. કિલટી ગાડીમાં બેસે ને આખા દરિયામાં ફરે. ખૂબ મઝા પડે.

કિલટી તો પરી હતી. સોનેરી વાળ ચળક ચળક થાય. અને એનાં કપડાં ? રૂપાળાં રૂપાળાં. રેશમથી ય સુંવાળાં ને મલમલથી ય ઝીણાં.

કિલટી રોજ રાતે ફરવા જાય. દરિયાબહાર નીકળે ને રેતીમાં રમે. ભીની રેતીનું ઘર બનાવે. દહેરું ય બનાવે. રમી રમીને થાકે એટલે ઘેર જાય. રાતે આવે ને સવાર થતા પહેલાં તો ઘેર જતી રહે. એણે સૂરજ જોયેલો નહીં.

એક રાતે કિલટી એના બાપ સાથે ફરવા ગઇ. સાથે નોકર-ચાકર તો હોય જ. એની બા પણ હતી.

બધાં રેતીમાં ફરવા લાગ્યાં. કિલટી રમવા લાગી. ભીની રેતી ભેગી કરી ઘર બનાવવા માંડયું. રમતમાં એવી ગુંથાઇ ગઈ કે બધાં જતાં રહ્યાં તેની ખબર પણ ન પડી !

ગાડી હાંકનારી સખી પણ ચાલી ગઇ. એના મનમાં એમ કે કિલટી એના બાપા સાથે બેઠી હશે.

કિલટી આજુબાજુ જુએ તો કોઈ ન મળે.

પાણીમાં જોયું તો ગાડી પણ નહીં. હવે શું થાય ?

કિલટી ગભરાઇ. આમતેમ ફરવા લાગી. થોડી વાર પછી એણે પૂર્વ દિશામાં તેજ જોયું. પછીથી રથ જોયો. સૂરજ ભગવાનનો રથ. ઘોડા તો ખેંચી જાય. કિલટી નવાઇ પામી. એના હરખનો પાર ન રહ્યો 'ઓત્તારી, આ શું ? ચળક ચળક થાય છે ને કંઇ ?'

અને રથ કંઇ જેવો તેવો? ઝળાંઝળાં થાય. એમાં બેસવાનું કોને મન ન થાય ? કિલટીને એમાં બેસવાનું મન થયું. એ કહે, " આ ચળકતા રથમાં બેસવાનું હોય તો કેવી મઝા? છીંપોલીની ગાડીમાં તો બહુએ બેઠાં. દરિયામાં અને રેતીમાં ઘણુંએ રમ્યાં. હવે આકાશમાં ફરવાનું હોય તો ? "

ઘેર ગયા પછી કિલટીના બાપને ખબર પડી, કે કિલટી આવી નથી. સિપાઇઓને લઇ શોધવા નીકળ્યો. બે-ત્રણ દિવસે કિલટી જડી.

રાજા કિલટીને કહે, " ચાલ બેટા, ઘેર ચાલ. તારી બા તો ખાતી નથી ને પીતી નથી. આખો દહાડો રડયા કરે છે."

કિલટીએ જવાબ દીધો, "બાપુ, મારે ઘેર નથી આવવું. મારે તો પેલા આકાશી રથમાં બેસવું છે. મારી બાને કહેજો કે રડે નહીં"

રાજાએ કિલટીને બહુ સમજાવી; પણ એ માને શાની? એને તો ચળકતા રથમાં બેસવું હતું. છેવટે રાજા થાકીને પાછો ગયો.

કિલટી સૂરજ સામું જોયા કરે. જે બાજુ જાય તે બાજુ જુએ. પૂર્વમાં હોય તો પૂર્વમાં ને પશ્ચિમમાં હોય તો પશ્ચિમમાં. રાતે સૂરજ દેખાય નહીં એટલે કિલટી મુંઝાય.

એ તો બસ બેસીજ રહી. ભૂખીને તરસી. આકાશ સામે જોયા જ કરે. એના મનમાં એમ કે રથમાં બેઠેલો રાજા હમણાં બોલાવશે, હમણાં બોલાવશે: પણ એ રાજાએ તો એને કંઈ ના બોલાવી. ઉંચું જોઈ જોઈને કિલટીની ડોકી પણ દુખી ગઈ. અરે, બિચારી કંટાળી ગઈ. રડી પડી.

કિલટીએ વિચાર કર્યો કે "હું બેઠી છું નીચાણમાં. રાજા જોઈ શક્યો નહીં હોય, એટલે શાનો બોલાવે? ઉંચી જગ્યાએ બેસું તો દેખશે. દેખશે તો બોલાવશે" એ તો ઉડવા લાગી.

પણ આ શું? એનાથી આગળ ચલાયું જ નહીં. પગ જમીનમાં પેસી ગયા ને મૂળીઆંની માફક ચોંટી ગયા. શરીરનું થડ બની ગયું ને કપડાંનાં પાદડાં બની ગયાં. સોનેરી વાળની પાંખડીઓ થઈ ગઈ.

કિલટી રૂપાળું ફૂલ બની ગઈ.

આકાશમાંનો રથ જે બાજુ જાય છે તે બાજુ હજી યે જોયા કરે છે. જાણે રથમાં બેસાડવા રાજાને વિનંતિ કરતી ન હોય! સૂરજ ઉગે ત્યારે તે બાજુ જુએ છે ને આથમે ત્યારે તે બાજુ જુએ છે. બધા એને 'સૂરજમુખી' કહે છે.

૩

# ભાઈ–બહેન

એક હતો રાજા. એને એક રાણી. રાજા–રાણી બધી વાતે સુખીઆં; પણ એક દુઃખ. એકેય છોકરૂં નહીં. બંને બહુ શોક કરે. પેટ ભરીને ખાય નહીં; સારાં સારાં લુગડાં પહેરે નહીં; ચિંતામાં ને ચિંતામાં ઉંઘે ય નહીં.

રાજા સુકાય. રાણી સુકાતી જાય. 'અરેરે, ભગવાનને ઘેર પાશેર માટીની ખોટ પડી !' રાજા–રાણીનું દુઃખ ભગવાનને ન ગમ્યું. એ તો દયાળુ છે ને ? રાજાની થાળીમાં હજારનો કોળિયો. રાજા દુઃખી તો પ્રજા દુઃખી.

રાણીને દહાડા રહ્યા. પૂરા માસે છોકરો અને છોડી સાથે અવતર્યાં.

રાજાના હરખનો પાર રહ્યો નહીં. નગર આખામાં ગોળધાણા વહેંચાવ્યા; ઠેર ઠેર તોરણ બંધાવ્યાં; છોકરાંને નિશાળમાંથી રજા અપાવી; ભૂખ્યાંને ખાવાનું આપ્યું ને ગરીબને લુગડાં આપ્યાં. પ્રજાએ મોટો ઉત્સવ કર્યો. સઘળે આનંદ, આનંદ ને આનંદ છવાઈ ગયો.

રાજાએ જોશીને બોલાવ્યો.

રાજા કહે, "કહો જોશી મહારાજ, જોગ કેવાક છે ?"

જોશીએ ટીપણું ઉઘાડ્યું. જોયું. વેઢા ઉપર આંગળી ફેરવી કંઈક ગણ્યું. છેવટે ડોકું ધૂણાવ્યું.

રાજા કહે, "કેમ જોશીજી, બોલતા નથી ?"

જોશી કહે, "મહારાજ, ના બોલાવો તો સારૂં. ભગવાનની મરજી હોય તેમ થાય છે. એમાં કોઈનું કંઇ ચાલતું નથી. જોશ તો ઠીક છે."

રાજા એકનો બે ના થયો. એ તો કહે, "ના, ના, જોશી મહારાજ, મારે તો જોશ જાણવા છે. જેવું હોય તેવું કહો."

જોશી કહે, "મહારાજા, ખોટું બોલે તે જોશી નહીં. અને સાચું કહીશ તો........"

જોશી અટકી ગયો.

રાજા કહે, "જોશીજી, જોશીજી, ડરશો નહીં. જાવ, મારૂં વચન છે. તમારો વાળ વાંકો નહીં થાય."

જોશી કહે, "કુંવર અને કુંવરી મોટાં થશે. મહા બળવાન થશે. પણ મહારાજ, બારમું વરસ બેસતાં જ મરી જશે. એક જ દિવસે. ભાઇને બ્હેનઃ બંને સાથે."

રાજા કહે, "જોશી, તમારાં વેણ ખોટાં. એક દહાડે જન્મ્યાં ને એક દહાડે તે મરતાં હશે? હિસાબ ગણવામાં ભૂલ થઇ હશે."

રાજાએ જોશીને દક્ષિણા આપી. જોશી આશીર્વાદ દઇ ઘેર ચાલ્યો ગયો.

કુંવર અને કુંવરી મોટાં થતાં ચાલ્યાં. દહાડે ન વધે તેટલાં રાતે વધે; રાતે ન વધે તેટલાં દહાડે વધે. ભાઇ અને બહેન બંને સરખાં. સરખાં ઉંચાં ને સરખાં રૂપાળાં. મોં પણ સરખા આકારનાં.

રાજા-રાણી ભૂલ કરે. કુંવરને કુંવરી ધારે. કુંવરીને કુંવર ધારે. પણ રોજ તે આવું ચાલે ? રાજાએ યુક્તિ શોધી કાઢી. કુંવરને માટે ધોળાં કપડાં શીવડાવ્યાં. કુંવરીને માટે લીલા રંગનાં.

કુંવર ધોળાં કપડાં પહેરે. કુંવરી લીલા રંગનાં કપડાં પહેરે. સાથે સાથે ફરે. આંગળી ઝાલીને ફરે. સાથે ફરે ને સાથે રમે; સાથે ખાવા બેસે ને સાથે પાણી પીએ. ઘરી છૂટાં ના પડે. આવું એમનું હેત.

લોક વાતો કરે છે, 'જોશી કહેતો હતો–સાથે જન્મ્યાં ને સાથે મરશે. સાચું ય પડે."

કુંવર જબરો બાણાવળી થયો. બાણ છોડે તે ખાલી ન જાય. તાકીને તીર મારે. મારે તેને વાગે. વાગે તે પડે. કુંવરીય એવી. એનુય બાણ ખાલી ન જાય. તાકીને તીર મારે. મારે તેને વાગે. વાગે તે પડે. ભાઈ અને બહેન બંને મરબાં.

અગિયારમું વરસ ચાલે છે.

આવતી કાલે બારમું વરસ બેસશે.

લોકો ફરિયાદ કરવા આવ્યા છે.

" રાજાજી, રાજાજી, ગામમાં રાતે વાઘ આવે છે. આવીને નુકશાન કરે છે. કેટલાંય બકરાં માર્યાં, કેટલીય ગાયો મારી ખાધી અને દશ–પંદર માણસોને ય ચીરી નાખ્યાં. અમને તો બીક લાગે છે. હવે તો હદ થાય છે. "

રાજા કહે, " મારા રાજ્યમાં બહાદુર જોદ્ધા છે. કાળને કંપાવે તેવા. બહાદુરોથી ભરેલો મારો દરબાર છે. છે એવું કોઈ કે વાઘને મારે ?"

મોટી સભા ભરાયેલી. કેટલાંય માણસો બેઠેલાં. કોઇ બોલે કે ચાલે!

કુંવર અને કુંવરી ત્યાં બેઠેલાં.

કુંવર કહે, " પિતાજી, એ કામ હું માથે લઉં છું."

કુંવરી કહે, " હા. હા, પિતાજી, અમે વાઘને મારીશું. એના તે શા ભાર? એક બાણ માર્યું કે ખલાસ. "

રાજા કહે, ' બેટા, તમે તો નાનાં છો. તમારાથી તે વાઘ મરતા હશે ? '

રાજાએ બીજી વખત પૂછ્યું. એક જણ તૈયાર થયો.

એ કહે, ' મહારાજા, આજની રાત જવા દો. વાઘને હું મારીશ.'

સભા વેરાઇ ગઇ.

રાત પડી. અંધારૂં થયું. કુંવરે કપડાં પહેરવા માંડયાં.

કુંવરી કહે, ' ભાઇ, ભાઇ, કયાં જવાની તૈયારી કરી ? ' ઘોર અંધારી રાત છે. સામે ધર્યો હાથ પણ સૂઝતો નથી. આવે વખતે કયાં જશો ? '

કુંવર કહે, 'ભૂલી ગઇ કે બ્હેન ! પેલો વાઘ મારવા. બાપુ જાણે નહીં એમ એ વાઘને મારી નાખવો છે. સવારે એ વાત બાપુ જાણશે. જાણીને ખુશ થશે. '

કુંવરી કહે, ' હું આવું ?'

કુંવર કહે, ' આવવું હોય તો ચાલ. એકથી બે ભલાં. '

ભાઇ અને બ્હેન તૈયાર થયાં. ગામબ્હાર આવી ઉભાં રહ્યાં. હાથમાં બાણ છે. ખભે તીરનો ભાથો છે. કેડે તલવાર લટકે છે. પાસે ઘોડા ઉભા છે.

ભાઇ-બ્હેન વાઘની વાટ જુએ છે.

રાત આખી ચાલી ગઇ. સવાર થવાની તૈયારી થઇ. ચાંદરણીઓ સંતાઇ ગઇ.

વાઘ ઘૂરકયો.

કુંવર અને કુંવરી તૈયાર થયાં. વાઘ પાસે આવ્યો. કુંવરે બાણ છોડયું. જઇને વાગ્યું. વાઘ કૂદ્યો. ત્યાં તો કુંવરીએ બાણ છોડયું.

વાઘના શરીરમાં જઈને ચોંટયું. નાઠો. પાછો નાઠો. જીવ લઈને નાઠો.

ભાઈ–બહેન ઘોડે ચઢયાં. એડી લગાવી. ઘોડા ઉપડયા. પવનને સપાટે. આગળ વાઘ ને પાછળ ભાઈ–બહેન.

કુંવરના ઘોડાને ઠોકર વાગી. પડયો. પડયો ને મરી ગયો.

કુંવર કૂદ્યો. બહેનના ઘોડા ઉપર જઈ બેઠો.

કેટલાંય નાળાં વટાવ્યાં. કેટલાંય ગામ વટાવ્યાં. વાઘ નાસે છે. આગળ વાઘ ને પાછળ ભાઈ–બહેન.

સવાર થઈ ગયું.

બપોર થયા.

ભાઈ અને બહેન વાઘ પાછળ નાસે છે. ઘોડો થાકી ગયો છે. મોંમાંથી ફીણ પડે છે. પગ આમતેમ પડે છે. તો પણ નાસે છે. છેવટે પડે છે ને મરી જાય છે.

ભાઈ–બહેન મુંઝાયાં. વાઘ દેખાતો નહોતો. ઉજડ મેદાન હતું. એક પણ ઝાડ નહીં.

સૂરજ સળગે છે. ધરતી ધીકે છે. ભાઈ–બહેન દઝાય છે. કોઈની પાસે જોડા નથી.

ભાઈ કહે, " બહેન, બહેન, હું દાઝું છું. "

બહેન કહે, " ભાઈ, ભાઈ, હું સળગું છું. "

હવે શું કરવું ? કયાં જવું ? જયાં જુએ ત્યાં ઉજડ મેદાન. અને જમીન ઉપર તો જાણે દેવતા પાથર્યો છે !

ભાઈ–બહેન બળવા લાગ્યાં. રડે ને કકળે. પણ ત્યાં કોણ સાંભળે ? તરસ લાગી. કંઠ સુકાવા લાગ્યો. પાણી કોણ પાય ? કયાંથી લાવે ?

બહેન કહે:—

" ભાઇ મારા વીરા,
ચતુર માના દિકરા;
તારી બેનડી આ જાય,
એને અંગે અંગે લ્હાય. "

ભાઇ કહે:—

" બહેન મારી બ્હેની,
ચતુર માની દિકરી,
જરા ચિંતા ઉર ના ધરશો,
પરહિત કાજ જીવન જાય. "

બહેન કહે, " ભાઇ, ભાઇ, બંને મરીએ તે ઠીક નહીં. બચાય તો એક જણે બચવું. તું ઘરનો દીવો. બાપુ પછી ગાદીએ આવવાનો. તારા ઉપર તો લાખોની આંખો. ભલે હું મરૂં. તું જીવે તેમાં લાભ છે. આવ, મારે ખભે બેસી જા."

ભાઇ કહે, 'પણ બહેન, તું મરે ? તારા પહેલાં હું મરૂં.'

કુંવરે ' હા ' ' ના ' કરી. છેવટે બેનને ખભે બેસવું પડયું. પણ એમ કયાં સુધી ચાલે ? બહેનના પગ બળી ગયા. તે ભોંય ઉપર પડી ગઈ.

ભાઇ અને બહેન પડયાં પડયાં બોલે છે:—

ભાઇ કહે છે:—

" બહેન મારી બ્હેની,
ચતુર માની દિકરી;
તારો ભાઇ સળગી જાય,
એને અંગે અંગે લ્હાય. "

બ્હેન કહે છે—

"ભાઇ મારા વીરા,
ચતુર માના દિકરા;
વાઘડાને કાજે,
છો કાયા સળગી જાય."

ભાઇ અને બહેન શેકાઇ શેકાઇને મરી ગયાં.

રાજા સવારમાં જાગ્યો. ખબર મળી કે કુંવર અને કુંવરી ઘેર નથી.

રાજા ગાંડો ગાંડો થઇ ગયો. ચારે બાજુ માણસો દોડાવ્યાં. પોતે ઘોડે ચઢીને ચાલ્યો.

ગામબહાર પગલાં જોયાં. વાઘનાં પગલાંય દેખાયાં. રાજા બધી વાત સમજી ગયો.

પગલે પગલે ચાલ્યો.

બે-ચાર દહાડા ચાલ્યા ગયા. રાજા પેલા ઉજડ મેદાનમાં આવ્યો. દૂર દૂરથી અવાજ સંભળાયો. રાજાએ કાન માંડ્યા.

"ભાઇ મારા વીરા,
ચતુર માના દિકરા;
તારી બેનડી આ જાય,
એને અંગે અંગે લ્હાય."

"બહેન મારી બ્હેની,
ચતુર માની દિકરી;
જરા ચિંતા ઉર ના ધરશો,
પરહિત કાજ જીવન જાય."

રાજા ચમક્યો. ત્યાં તો ફરી અવાજ આવવા લાગ્યો.

"બહેન મારી બ્હેની,
ચતુર માની દિકરી;

તારો ભાઇ સળગી જાય,
એને અંગે અંગે લ્હાય."
"ભાઇ મારા વીરા,
ચતુર માના દિકરા:
વાઘરાને કાજે,
છો કાયા સળગી જાય"

હવે રાજાથી ન રહેવાયું. અવાજ આવતો હતો તે બાજુ દોડયો. જુએ છે તો એકલાં હાડકાં !

એ તો રોયો. પોકેપોક મૂકીને રોયો. પણ હવે શું વળે ? ગયું તે ગયું.

રાજા રોજ ત્યાં આવે. આવે ને પાણી રેડે. છોકરાં પાણી વગર મરી ગયાં હતાં ને ?

એક વેલ ઉગી. લીલી લીલી.
બ્હેનનાં કપડાં લીલાં; તે વેલ લીલી.
વેલ ઉપર ફુલ બેઠું.
ભાઈનાં કપડાં ધોળાં: તે ફુલ ધોળું.
વેલને આપણે મોગરાની વેલ કહીએ છીએ.
ફુલને મોગરાનું ફુલ કહીએ છીએ.

તમને નથી લાગતું કે હજી પણ ફુલ વેલને ખભે બેઠું છે !

વેલ તે બહેન ને ફુલ તે ભાઇ.

૪

# ગુલાબી વાળવાળી

એક તારો. આપણી પૃથ્વી જેવો. એમાં માણસ રહે. ઝાડ, પંખી, પાણી બધું ખરૂં. એક તો પરીઓનું શહેર. એમાં પરીઓ જ રહે; બીજું કોઈ નહીં. બધી પરીઓ રૂપાળી; પણ એક પરી બહુ જ રૂપાળી. એનું નામ ગુલપરી. લાડકું નામ ગુલાબ. ગુલપરી તે ગુલપરી.

ગુલપરીના વાળ ગુલાબી. મોં ચળકતું. આંખો, હાથ અને પગની તો શી વાત કરીએ ? એવી એ ગુલપરી. એને ગુલાબી રંગનાં કપડાં ગમે. ગુલાબી રંગની વસ્તુઓ ગમે. પાણી પણ ગુલાબી હોય તો સારૂં; પણ પાણી ગુલાબી હોય તો ને ? એવી એ ગુલપરી. ગુલપરી તે ગુલપરી.

ગુલપરી સવારે ફરવા જાય. સંધ્યાકાળે પણ જાય. આકાશમાં ભાતભાતના રંગ થાય. ભાત ભાતની વાદળીઓ દેખાય. કોઇ સોનેરી તો કોઈ પીળી; કોઇ સિંદુરીઆ રંગની તો કોઇ ગુલાબી.

ગુલપરી ગુલાબી વાદળીઓ વીણી લાવે. પહેરે ને રમે. આમ-તેમ ફરે. જે કરવું હોય તે કામ કરે. એની સાડી ગુલાબી વાદળી-ઓની. એની ચોળી પણ એવી. અને ઘાઘરી ? એ તે ગુલાબી શોભતી હશે ? બસ, બધું ગુલાબી, ગુલાબી ને ગુલાબીજ ? એ તે શું સારૂં દેખાય !

ગુલપરી કોક દહાડો પીળા રંગની વાદળી લાવે. ભૂરી વાદળી ય લાવે. ભૂરી અને પીળી બંનેને ભેગી કરે. તરત જ લીલો રંગ ! ગુલપરી એની ઘાઘરી શીવડાવે. લીલી ઘાઘરી ને ગુલાબી સાડી. વાહ, કેવું ફક્કડ દેખાય ?

ગુલપરીને એક બહેન. એ પણ રૂપાળી. એને ધોળાં કપડાં ગમે. ઘાઘરી એકલી જ લીલી. બીજું બધું ધોળું. શોખ થાય તો બીજા રંગનાં કપડાં પહેરે ખરી. એનું નામ શ્વેતપરી.

બે બહેનોના હેતની વાત ન થાય. આખો દહાડો સાથે રહે. મીઠી મીઠી વાતો કરે. મોં પણ ન દુઃખે.

એક દહાડો શ્વેતપરી કહે, "ચાલોને બહેન, ફરવા જઈએ. નદીએ જઈશું. ત્યાં તો ઠંડા ઠંડા વાયરા; ખળખળ વહેતાં પાણી; નર્યાં ઝાડ; એકદમ શાન્તિ. મઝા પડશે."

બેય બહેનો ચાલી. વાતો કરતી કરતી ચાલે; હસતી હસતી ચાલે.

નદીએ આવી પહોંચ્યાં. આમ ફર્યાં ને તેમ ફર્યાં. ઠંડા વાયરા લીધા. ખળખળ વહેતાં પાણી જોયાં. બીજું ઘણુંય જોયું.

શ્વેતપરીને પાણીમાં હોડી ચલાવવાનું મન થયું. ગુલપરીને કહે, "ચાલોને બહેન, હોડી તરાવીએ."

ગુલપરી કહે, "પણ હોડી વગર?"

શ્વેતપરી કહે, "અરે, હોડી હોડી શું કરો છો? મારી પાસે કાગળ છે તેની બનાવીશું."

શ્વેતપરીએ કાગળ કાઢ્યો. હોડીઓ બનાવી. એક પોતાની અને બીજી ગુલપરીની.

ગુલપરી કહે, "બહેન, હોડીઓ તો બનાવી; પણ તણાઇ નહીં જાય કે? કાગળ વધારે તો છે નહીં. દોરો હોત તો બંધાત."

ગુંચવણ તે કંઈ જેવી તેવી? એમ કેટલી હોડીઓ બનાવવી? કાગળ ક્યાંથી લાવવા?

શ્વેતપરીને રીત જડી. એ ગુલપરીને કહેવા લાગી, "જુઓ, આપણા વાળ દોરી જેવા છે ને? દોરીથી રૂપાળા પણ છે. એક જોડે બીજો એમ સંધાડતાં જઇએ ને હોડી તરાવીએ."

ગુલપરીને એ ગમ્યું. માથાના વાળ તોડી તોડીને બાંધ્યા. બન્નેએ હોડીઓ તરતી મૂકી. આઘે જાય ને વાળ સંધાડે. આઘે જાય ને વાળ સંધાડે.

એવામાં સખત વાયરો આવ્યો. હોડીએ જોર કરવા માંડયું. વાળનો શો હિસાબ ? ગુલપરીનો વાળ તૂટી ગયો. હોડી જાય નાઠી ... ...

આઘે એક તપસ્વી રહે. નદીને કિનારે એની મઢુલી. આખો દહાડો ભગવાનનું ભજન કરે. કોક દહાડો ધૂન પણ ચાલેઃ "રાજા રામ રામ રામ સીતા રામ રામ રામ."

તપસ્વી નદીમાં નાહવા પડયો. રામ નામ પોકારે ને પાણીમાં ડુબકી મારે. એવામાં હોડી ત્યાં તણાઇ આવી. સાથે વાળ પણ હતો. તપસ્વીને પગે એ વાળ વીંટાયો. હાથમાં લીધો. જોયો. એ નવાઇ પામ્યો. ' વાળ તો ઘણાય જોયા. કોઇ કાળા તો કોઇ ઝાંખા કાળા; કોઇ ધોળા તો કોઇ ભૂખરા; પણ ગુલાબી વાળ ! નવાઇની જ વાતને ? બસ, પરણું તો એ ગુલાબી વાળવાળીને જ. એને માટે તપ છોડીશ. જંગલ છોડી શહેરમાં રહેવા જઇશ. ગમે તે કરીશ; પણ એ ગુલાબી વાળવાળીને જ પરણીશ. '

તપસ્વીએ તપ મૂકયું. દેહનાં દમન છોડયાં. ભગવાનનું નામ ભૂલી ગયો. રામ નામની ધૂન છોડી. જંગલનો વાસ છોડયો.

ગુલાબી વાળવાળીને શોધે. કેટલાંય ગામ જોયાં; કેટલાંય શહેર જોયાં. તળાવ જોયાં. કુવા જોયા. ઘણુંય જોયું. કયાંય ગુલાબી વાળ-વાળી ના મળી.

તપસ્વી ફરતો ફરતો પરીઓના શહેરમાં આવ્યો. ફરતાં ફરતાં ગુલપરીને ઘેર આવી ઉભો. ગુલપરી હીંચકે બેઠેલી.

તપસ્વી કહે, " મારે તારી સાથે પરણવું છે. "

ગુલપરી કહે, “ એવું ના બને. તમે તપસ્વી. જંગલમાં રહો. માથે જટા રાખો. મોટી દાઢી રાખો. તમારે ને મારે ના બને.

તપસ્વીએ બહુ યે કહ્યું. ગુલપરીએ માન્યું નહીં. એકનો એક એનો જવાબ. ‘ તમે તપસ્વી. તપસ્વીનાં તપ મહા આકરાં. બહુ મોંઘાં. મને પાપ લાગે. ”

તપસ્વી ચાલ્યો ગયો.

બીજે દહાડે એ બાવો બન્યો. મોટા મોટા વાળ. આખા શરીરે રાખ. જુદાજુદા રંગના કપડાના કકડા શરીરે વીંટયા. કપાળમાં લાલ ચાંલ્લો કર્યો. ખભે ઝોળી ભરવી. હાથમાં ચીપીઓ લીધો. બગલમાં પત્રનપાવડી મારી લીધી. ચીપીઓ ખખડાવતો એ ચાલ્યો.

ગુલપરીને આંગણે આવ્યો. ‘ અહાલેક ’ કરી ઉભો રહ્યો.

ગુલપરી લોટ આપવા આવી. ચપટી લોટ આપ્યો. ઉડણખાટલી ઉપર નજર પડી.

ગુલપરી કહે, “ બાવાજી, આ શું છે ? ”

તપસ્વી કહે, “ એ તો ઉડણખાટલી છે. દેખાય છે નાની; પણ નાની નથી હોં ! પાંચ માણસ બેસી શકે. બેસીએ કે આકાશમાં ઉડે. ”

ગુલપરી કહે, “ એમ ? આકાશમાં ઉડે ? ત્યારે તો ખરી મઝા પડે. પણ પડી જવાય નહીં કે ? ”

તપસ્વી કહે, “ એમ શાને પડી જવાય છે ! ”

ગુલપરી, કહે, “ બાવાજી, અમને બેસાડશો ? ”

તપસ્વી કહે, “ ચાલો બેસાડું. તૈયાર થાવ. ”

ગુલપરી શ્વેતપરીને બોલાવી લાવી. તપસ્વીએ ખાટલી મોટી કરી. પોતે બેઠો. બંને બહેનો બેઠી. ખાટલી ઉડી. સરરરર...... સરરરર...... જાય આકાશમાં.

ઘરો ઉપર ઉડયાં. ગામ ઉપર ઉડયાં. ઝાડ નાસતાં દેખાય. ડુંગરા દોડતા દેખાય. મઝા પડી. ખરેખરી મઝા પડી. ત્યાં તો બાવે રૂપ બદલવા માંડયું. ગુલપરી સમજી ગઇ. બાવાને ઓળખી ગઇ. " ઓ બાપ, આ તો પેલો તપસ્વી. "

શ્વેતપરી કહે, " બાવાજી, હવે અમને ઘેર લઇ જાવ. "

પણ બાવે તો એનું પુરાણ શરૂ કર્યું. બસ, પરણવાની જ વાતો. ગુલપરીને રીસ ચઢી. એ કહે, " ભમરાની માફક ગણુગણુ ગણુગણુ શું કર્યા કરો છો ! "

બાવો ભમરો થઇ ગયો.

પવનપાવડી સડસડાટ ચાલી જાય છે. ઉભી રાખવાનું કોઇને આવડતું ન હોતું. કોણ જાણે કયાંય લઈ જઇને નાખે. કદાચ ભૂખે મરવું પડે.

નીચે આપણી પૃથ્વી દેખાતી હતી. ગુલપરી ખાટલીમાંથી નીચે પડી. પાછળ શ્વેતપરી.

પડતાની સાથે પગ ભોંય સાથે ચોંટી ગયા. આંગળીઓનાં મૂળ બની ગયાં. પગનું થડ બની ગયું. હાથની ડાળીઓ ને હાથની આંગળીઓનાં પાંદડાં થઈ ગયાં. શરીરનું ફુલ બની ગયું.

કપડાંની પાંખડીઓ બની ગઈ. કપડાં ગુલાબી ને પાંખડીઓ ય ગુલાબી. પાંખડીઓએ લીલા રંગની ઘાઘરી પહેરી લીધી. તમે એ જોઇ છે ? આપણે વજ કહીએ છીએ ને, તે જ એ. ના જોયું હોય તો જો જો હોં !

ગુલપરીનું ગુલાબી ફુલ થયું.

શ્વેતપરીનું શું થયું હશે ?

એની ય એવી દશા. આંગળીઓનાં મૂળ બની ગયાં. પગનું થડ બની ગયું. વગેરે.

કપડાંની પાંખડીઓ બની ગઈ. કપડાં ધોળાં એટલે પાંખડીઓ ય ધોળી ધોળી. પાંખડીઓએ લીલા રંગની ઘાઘરી પહેરી લીધી છે.

શ્વેતપરીનું ફુલ ધોળું થયું.

ફુલને આપણે ' ગુલાબનું ફુલ ' કહીએ છીએ. ગુલાબી ગુલાબ તે ગુલપરીનાં. ધોળાં ગુલાબ તે શ્વેતપરીનાં.

તપસ્વી ભમરો થઇ ગયો. પણ ગુલપરીને શોધવા લાગ્યો. બાઇસાહેબ ગુંગુંગુંગું કરતા બધે ફરે છે; પણ આજ સુધી તો ગુલપરી નથી જડી. શ્વેતપરીએ શાની જડે ?

છોડ ઉપર તપસ્વી શોધી ન શકે તેટલા માટે હવે તો કાંટા કર્યા છે. પાંદડાં ય કરકરવાળાં.

# ૫

## બટુકભાઇ

એક હતા બટુકભાઇ. નાના નાના હાથ જેવડા; પણ મહા જબરા. એમની હિંમત પણ ભારે.

બટુકભાઇ દુ:ખી : મા મરી ગયેલી. બાપને મરી ગયે તો ૭ વરસ થયેલાં. કાકાને ઘેર રહે. કાકા અને કાકી બહુ ખરાબ. બીજાં રાક્ષસ જોઈ લો. બટુકને મારે, રડાવે, કોક દહાડો કડાકો પણ કરાવે.

એમને એક છોડી. એ બિચારી સારી. બટુક ઉપર હેત રાખે. ભાઇને બહેન વહાલી ને બહેનને ભાઈ વહાલો. એનું નામ દેવી.

એક દહાડો, કાકાએ અને કાકીએ બટુકને માર્યો. ખૂબ માર્યો. એવો માર્યો, એવો માર્યો કે શરીરમાંથી લોહી નીકળ્યું. મારી-મારીને ઘરબહાર કાઢી મૂક્યો.

બટુક ચાલ્યો. બહુ રડે. રડે ને દેવી બહેનને સંભારે. એ તો ઘેર ન હોતી. એની બહેનપણીને ઘેર ગઇ હતી.

બટુક ગામબહાર નીકળી ગયો. આગળ ચાલવા લાગ્યો. કયાં જવું તે નક્કી નહોતું. શાનું હોય ?

રાતના બાર વાગ્યા. બધે અંધારું ઘોર. સામે ધર્યો હાથ પણ ન સૂઝે. જંગલી પ્રાણીઓ બહાર નીકળેલાં. સસલાં સટાક કરતાં પાસેથી દોડી જાય. જાણે વિજળીનો ઝબકારો ! શિયાળવાં તો 'ઉકો' 'ઉકો ' કરે. સાપ ડાકલી વગાડે, ઘુવડ બોલે, ચિબરી બોલે, કુતરાંય લાંબા રાગડા કાઢી રડે; પણ બટુક ડરે નહીં.

એ તો આગળ ચાલ્યો જાય છે.

આઘે એક વડ હતો. નીચે પરીઓ ગરબા ગાય. બટુકભાઇએ અવાજ સાંભળ્યો. એ બાજુ ચાલ્યો. જરાક છેટે ઉભા રહીને જોયું. અહાહાહાહા ! શું સરસ ! રૂપાળી રૂપાળી પરીઓ ભેગી થઇ ગરબા ગાય છે. જાણે રૂપાની સો સો ઘંટડીઓ એકી સાથે વાગે છે. બટુક થંભી ગયો. કાન માંડીને સાંભળવા લાગ્યો. આંખ ફાડીને જોવા લાગ્યો.

તેવામાં એક સાપ આવ્યો. જબ્બર મોટો. કાળો શાહી જેવો- આંખો તો ચળક ચળક થાય. અંધારામાં જાણે આગિયો ચળકતો ન હોય ! બટુક જોઇ રહ્યો. સાપ સડસડાટ ચાલ્યો જાય છે-પરીઓ ગરબા ગાતી હતી તે બાજુ.

બટુક મનમાં વિચારે છે; " નક્કી, આ સાપ પેલી પરીઓમાંની એકાદને કરડશે. બિચારી પરી મરી જશે. એમ નહીં થાય તો બીશે તે નક્કી ને રંગમાં ભંગ થશે તે ચોક્કસ. "

એ તો દોડયો. જઇને સાપના મોં ઉપર પગ મૂક્યો.

સાપ અકળાયો. ખૂબ અકળાયો. ધમપછાડા કરવા લાગ્યો. પણ એ તો બટુકભાઇનો પગ. કંઇ જેવા તેવાનો નહોતો. સાપના શા ભાર તે છટકી જઈ શકે ?

સાપ બટુકને પગે વીંટાયો. એવું જોર કરવા લાગ્યો કે બટુકનો પગ તૂટું-તૂટું થવા લાગ્યો. જાણે હમણાં જ નળો ભાગી જશે. બિચારાથી ન રહેવાયું. હાથ વડે સાપને દૂર કરવા મહેનત કરી. ત્યાં તો સાપે હાથ પણ લઇ લીધો ! હાથ અને પગ બંને બંધાયા ! બટુક નીચો નમી રહ્યો. અને સાપ કંઈ જોર કરે છે ! કાંતો કે પગનું હાડકું ભાગ્યું-ઓ ભાગ્યું એમ થાય !

પણ બટુકભાઇ કહે, " ગમે તેમ છોને થાય; સાપને તો છોડું નહીં. "

દુઃખ ઘણું યે થાય; પણ શું કરે ? બૂમ પાડે તો ગરબા બંધ પડે–રંગમાં ભંગ થાય. મુંગે મોંએ દુઃખ વેઠયા કર્યું.

કેટલોક વખત જતો રહ્યો. ગરબા બંધ પડયા. પરીઓ ગમ્મત કરવા લાગી. એમને શી ખબર કે બટુકભાઇની કમબખ્તી આવી છે !

હવે બટુકથી ન રહેવાયું. એના મોંમાંથી ચીસ નીકળી પડી.

" ઓ રે...... "

પરીઓ ચમકી. આ ચીસ કોણે પાડી ?

શોધાશોધ થઈ રહી. એક પરીએ બટુકને જોયો. બધી પરીઓને લઈ પાસે આવી.

બટુકને કહે, " ભાઇ, ભાઇ, આ શું ? સાપ હાથે પગે શી રીતે વીંટાયો ? "

બટુક કહે, " તમે ગરબા ગાતાં હતાં. હું આ તરફ આવતો હતો. ગરબા સાંભળવા ઉભો રહ્યો. એવામાં આ સાપ આવ્યો. ગરબામાં ભંગ ના પડે એટલા માટે મેં દબાવ્યો. દબાવ્યો એટલે પગે વીંટાયો. હાથ વડે કાઢી નાખવા ગયો તો હાથ પણ સપડાયો. "

પરી કહે, " હવે વાંધો નથી. સાપને છોડી મૂક. "

બટુકે પગ ઉંચો કર્યો. સાપ નાઠો. જીવ લઇને નાઠો. એને ય જીવવું છે ને ?

પરી કહે, " તને કંઇ દુઃખ થાય છે, ભાઇ ? "

બટુક કહે, " મારો આ હાથ તો જુઓ...... "

પરીએ બટુકના હાથ ઉપર પોતાનો હાથ ફેરવ્યો. નવાઇની વાત ! હાથમાં જરા ય પીડા ન રહી. થોડી વાર પછી એક હાથ ફુટયો. બટુક નવાઇ પામ્યો. પછી બીજો–ત્રીજો–ચોથો–પાંચમો–છઠ્ઠો....

બટુકની નવાઇનો પાર ન રહ્યો. "ઓત્તારી, આ શું ? આટલા બધા હાથ શા ? "

પરીને કહે, " આટલા બધા હાથ શા ? હાથનો આ ઝુંડો શો ? મારે તો એને બદલે બાર હાથ થઈ ગયા."

પરી કહે, " હજી તો બીજા બાર બાકી છે હોં કે ? "

ચોવીસ હાથ !

બટુક પરીને કહે, " ઓ ભાઈશાબ, હું આટલા બધા હાથ ઉંચકીને ફરીશ શી રીતે ? ડગલું કેવુંક શીવડાવીશ ? તમે તો ભારે પીડા કરી હોં ! "

પરીઓ હસી પડી. હાઃ હાઃ હાઃ હાઃ

એક પરી કહે, " હાઃ હાઃ હાઃ બટુકભાઈ, તમારે તો ચોવીસ હાથ, એક ભારો થાય. વધારે નહીં. "

બીજી પરી કહે, " બટુક, ગભરાઇશ નહીં હોં ? આ ચોવીસ હાથ તને બહુ કામમાં આવશે. વિચાર તો કર. બે હાથથી જેટલું કામ થાય તેથી બારગણું થશે કે નહીં? "

બટુક કહે, " પણ ઉંચકીને ચાલશે ત્યારે કામ થશે ને ? ચોવીસ હાથનો ભાર ખાસ્સો ત્રણ મણ થાય. હું તે હાથ ઉચકું કે કામ કરૂં ? "

પરી હસતાં હસતાં કહે, " ગભરાઇશ નહીં. તારે હાથ ઉંચકવા ન પડે તેવું કરી આપું છું. જો,

' ચોવીસ હથ્થા,<br>
કામે સચ્ચા;<br>
આવો બેટા,<br>
વ્હારે ધાવ. '

આમ કહીશ કે ચોવીસે હાથ તૈયાર. કહીશ તે કામ કરવા મંડી પડશે. કામ થઇ રહે એટલે આમ કહે જે:—

' ચોવીસ હથ્થા,<br>
કામે સચ્ચા;

જાઓ બેટા,

કીધું કામ. '

તરત જ હાથ અલોપ થઇ જશે. પણ ભાઇ, એક શરત છે. કોઇને બતાવવા ખાતર હાથ નહીં બોલાવવાના હોં ! "

પરીઓ જતી રહી.

સવાર થવા આવ્યું હતું. બટુક આગળ ચાલ્યો. હાથ બહાર દેખાતા નહોતા. પાછળથી બૂમ આવીઃ—

" બટુકભાઇ, ઓ બટુકભાઇ, ઉભો રહે તો ખરો. "

બટુક ઉભો રહ્યો. પાછળ જોયું. આ તો દેવીબહેન. પાછળ પાછળ આવે છે.

દેવી પાસે આવી. એની આંખમાં આંસુ ભરાયાં હતાં. રડતાં રડતાં કહે, " ભાઇ, મને મૂકીને ચાલ્યો જાય છે ને ? ચાલ, પાછો ઘેર ચાલ. કોઇ તને નહીં મારે. "

બટુક બહેન સાથે ઘેર પાછો ગયો.

એક દહાડો ડાંગર ફોલવાની હતી. ભાઇએ અને બહેને સરખી ડાંગર લીધી.

બટુક કહે, " હું વહેલો ફોલી રહીશ. "

દેવી કહે, " હું વહેલી ફોલી રહીશ. "

બટુક કહે, " તો કહે, હું વહેલો ફોલી રહું તો શું ઇનામ આપશે ? "

દેવી કહે, " મારું આ ઝાંઝર. પણ ભાઇ, હું વહેલી ફોલી રહું તો તું શું આપશે ? "

બટુક કહે, " બહેન, ભાઇ તારો ગુલામ. "

બટુક ડાંગર લઇને બીજા ઓરડામાં ગયો. બારણાં વાસીને કહે—

" ચોવીસ હથ્થા,
કામે સચ્ચા;
આવો બેટા,
વ્હારે ધાવ. "

ત્યાં તો ચોવીસ હાથ ! ચપચપ ડાંગર ફોલવા મંડી પડ્યા, થોડી વારમાં તો ખેલ ખલાસ.

બટુક કહે—

" ચોવીસ હથ્થા,
કામે સચ્ચા ;
જાઓ બેટા,
કીધું કામ. "

હાથ અલોપ થઈ ગયા. બટુક બહેન પાસે આવ્યો. દેવીએ તો હજી વીસ-પચીસ જ દાણા ફોલ્યા હતા !

બહેન હારી. ભાઈ જીત્યો. દેવીએ ઝાંઝર આપી દીધું.

બીજે દહાડે દેવી પાણી ભરવા ગઈ. બટુક પણ સાથે ગયો.

દેવી કહે, "ભાઈ; તું કાલે મારૂં ઝાંઝર જીતી ગયો છે ને ? આજે તો પાછું લઉં. ચાલ આવી જા, ઘડો કોણ વહેલો ખેંચી કાઢે છે ! હું હારીશ તો બીજું ઝાંઝર આપીશ ને જીતીશ તો તારી પાસેનું પાછું લઈશ. "

ભાઈ-બહેન શરતે પડયાં.

દેવીએ એક ઘડો પાણી કાઢ્યું.

બટુકે ઘડો કુવામાં ઉતાર્યો. પછી કહે:—

" ચોવીસ હથ્થા,
કામે સચ્ચા;
આવો બેટા,
વ્હારે ધાવ. "

ચોવીસ હાથ કામે વળગ્યા ને એક સપાટે ઘડો ઉપર. પછી બટુક કહે.—

" ચોવીસ હથ્થા,
કામે સચ્ચા;
જાઓ બેટા,
કીધું કામ."

હાથ અલોપ !

દેવી નવાઇ પામી. ઓહો ! ભાઇને ચોવીસ હાથ છે. એણે ઘેર જઇ એની બાને કહ્યું, " બા, બા, બટુકભાઇને તો ચોવીસ હાથ છે ! "

દેવી બીજી વખત પાણી ગઇ. બટુક ઘેર રહ્યો.

કાકાએ અને કાકીએ બટુકને પોતાની પાસે બોલાવ્યો. ચોવીસ હાથ બતાવવાનું કહ્યું. પણ બટુક શી રીતે બતાવે ? પરીએ ના કહ્યું હતું તે......

કાકા–કાકીને રીસ ચઢી. માર્યો. ખૂબ માર્યો. લાકડીએ ને લાકડીએ માર્યો. એટલો બધો માર્યો કે બિચારો બટુક મરી ગયો. માથામાં લાકડી વાગેલી. માથું ફુટી ગયેલું. માથું ફુટી ગયેલું કોઇ જીવતું હશે ?

ઘરની પાછળ નાનો સરખો બાગ હતો. બાગમાં ભાત ભાતનાં ફુલ હતાં. જાત જાતનાં ઝાડ હતાં. એક ખૂણામાં મોગરાની વેલ હતી. ત્યાં બટુકને દાટી દીધો.

દેવી પાણી ભરીને ઘેર આવી.

" બા, બા, ભાઇ ક્યાં ? "

મા કહે, " એ તો બહાર ગયો છે. હમણાં આવશે. "

થોડી વાર થઇ તોય બટુક આવ્યો નહીં. શી રીતે આવે ? જીવતો હોય તો આવે ને ?

દેવીએ ફરી પૂછ્યું, "બા, બા, ભાઇ ક્યાં ?"

મા કહે, "અહીં ક્યાંક રમતો હશે."

દેવી ફળિયામાં જોઇ વળી. ખડકીમાં જોઇ આવી. આખું ગામ ગુંદી નાખ્યું. ક્યાંય બટુક ના મળે!

છેવટે બધી વાતની ખબર પડી.

દેવી રડે ને કકળે. માથું પછાડે. આળોટે. રડી રડીને આંખો ફુલી ગઇ. માથું દુખી ગયું.

બટુકને દાટ્યો હતો ત્યાં આવી. આવીને બેઠી. રોતી જાય ને ધૂડ ભેગો કરતી જાય. એમ કરીને નાની સરખી ઢગલી કરી. ઉપર ઝાંઝર મૂક્યું. રોવા લાગી. ઢગલી ઉપર આંસુ ઢોળવા લાગી. ઝાંઝર ભીંજાયું. આખી ઢગલી પલળી ગઇ.

રડતાં રડતાં કહે, "ભાઇ, મારાથી ઝાંઝર નહોતું અપાયું. મારા મનમાં એમ કે પાણી ભરી રહ્યા પછી આપીશ. મને શી ખબર કે આવું થશે!"

ઝાંઝર ઢગલી ઉપર મૂકી દેવી ચાલી ગઇ.

બીજે દિવસે ઝાંઝર વચ્ચે છોડ ઉગ્યો નાનો સરખો.

દેવી રોજ ત્યાં આવે. આવે ને રડે. ખારાં ખારાં આંસુ પાડે એટલે છોડ ધીમે ધીમે વધવા લાગ્યો. છોડ ઉંચો થતો જાય, તેમ ઝાંઝર પણ ઉંચું ચઢતું જાય.

દેવી રોજ આમ કહે:—

"ભાઇ, મને એકલી મૂકીને જતો રહ્યો ને? અરેરે...બટુક-ભાઇ, મારૂં આપેલું ઝાંઝર સાચવીશને? એ તો બહેનના હેતની નિશાની છે હો!"

પછી પાસેના મોગરાને કહે, " મોગરા, મારા વીરાને સાચ-વજે. મારી પાસે રહેતો હતો ત્યારે હું સાચવતી હતી. એને મારી પાસે ન ગમ્યું. તારી પાસે રહેવા આવ્યો છે, તો સાચવજે."

બંને ઉપર ફુલ આવ્યાં. બંને ધોળાં; પણ વેલ ઉપર નાનું ફુલ. બટુકના છોડ ઉપર મોટું.

નાનું ફુલ મોટા ફુલને કહે, " ઓહો ! કેમ છે મારા નવા દોસ્ત ? તમારૂં નામ શું ? "

મોટું ફુલ કહે, " બટુકભાઇ. "

નાનું ફુલ કહે, " અરે ! ભલા ભાઇ, માણસનું નામ બટુકભાઇ હોય. આપણે ક્યાં માણસ છીએ ? આપણે તો ફુલ છીએ. ફુલનાં નામ તે એવાં હોય ? જુઓ, આપણો રંગ સરખો છે. પાન પણ સરખાં છે. આપણે બેને ભાઇબંધી. "

મોટું ફુલ કહે, " હા, હા. આપણે બેને ભાઇબંધી. "

નાનું ફુલ કહે, " આપણાં નામ સરખાં હોય તો તમને ગમે કે નહીં ? "

મોટું ફુલ કહે, " ગમે જ. પણ મારૂં ' બટુકભાઇ ' નામ તો નહીં છોડવાનું. "

નાનું ફુલ કહે, " ભલે. તે તો તમારી મરજીની વાત છે. એમાં કંઈ મારૂં ચાલે ? પણ મેં એક નામ શોધી કાઢ્યું છે. એમાં તમારૂં નામ આવે છે ને મારૂં પણ આવે છે. "

મોટું ફુલ કહે, " ત્યારે કહોને, એ નામ શું છે ? "

નાનું ફુલ કહે, "બટમોગરો. મારૂં નામ મોગરો. તમારૂં નામ બટુકભાઇ. તમારા નામનું 'બટ' આવ્યું ને મારા નામનું 'મોગરો' આવ્યું. આમ કરીને નામ થયું ' બટમોગરો. ' કેમ દોસ્ત, નામ ગમે છે ને ? "

મોટું ફૂલ કહે, "વાહ ! મિત્ર, વાહ ! ધન્ય છે તમારી અક્કલને. નામ તો ફક્કડ શોધી કાઢ્યું છે હો !"

નાનું ફૂલ કહે, "ત્યારે આજથી તમારૂં નામ 'બટમોગરો.' દેવીબહેન આવશે ને, ત્યારે તમારૂં નવું નામ કહીશું. પછીથી તો એ નામે બોલાવશે ને ?"

દેવી આવી. નાનું ફૂલ બોલ્યું, "દેવીબહેન, ઓ દેવીબહેન, અમે અમારાં નામ નક્કી કર્યાં છે. મારૂં નામ 'મોગરો' તો છે જ; અને આ ફૂલનું નામ 'બટમોગરો' પાડયું છે. આજથી 'બટમોગરો' કહેજો હો !"

ત્યાર પછી દેવીએ મોટા ફૂલને 'બટમોગરો' કહેવા માંડયું. બીજે કહ્યું, ત્રીજે કહ્યું. હવે તો આપણે બધા કહીએ છીએ.

અને તમે ઝાંઝર જોયું છે કે ? પે...લું. દેવી મૂકી ગઈ હતી તે ! બટુકે હજુ ય સાચવી રાખ્યું છે. ના જોયું હોય તો જરા ફૂલને હાથમાં લઈ જોજો. ઝટ દેખાશે. આમ લીલું લીલું છમ...

✽

૬

# રૂપાળી

પરીઓનો મુલક હતો. એમાં પરીઓ જ રહે. કોઇ નાની, કોઈ મોટી; કોઇ બહુ રૂપાળી, કોઈ થોડી રૂપાળી.

પરીઓની રાણી. એનું નામ રૂપાળી. રૂપાળી તે રૂપાળી. નામ તેવા જ ગુણ. એના જેવી કોઈ પરી નહીં. બધીમાં એ રૂપાળી. વળી એના શરીરમાંથી વાસ નીકળે–મીઠી મીઠી. અત્તર જેવી.

પરીઓને નાની નાની પાંખો. જ્યાં જવું હોય ત્યાં ઝટ જવાય. વચ્ચે મોટી નદી હોય તો ય શું ! પર્વત હોય તો ય શું ! અને નાના નાના ખાડા–ટેકરાનો તે શો હિસાબ !

રૂપાળીની પાંખો પણ ફક્કડ. પતંગિયાની પાંખો જેવી. ઉડીને જાય. જ્યાં જાય ત્યાં તેજ–તેજના અંબાર; અને સુગંધનો તો પાર નહીં.

રાત પડે. અંધારૂં થાય. બધાં ઉંઘી જાય. પરીઓ ઉડે. પૃથ્વી ઉપર આવે. નાનાં બચુકલાં છોકરાં. ઉંઘી ગયેલાં હોય. તેમને ઉપાડી લાવે. રમાડે ને પોતે રમે. હસાવે ને પોતે હસે. સવાર થવા આવે એટલે છોકરાંને પાછાં મૂકી આવે. છોકરાંને પરીઓ લઇ જાય તે કોઇ ન જાણે.

રૂપાળી ફરવા નીકળી. સાથે સખીઓ પણ હતી. ગામબહાર આશોપાલવનું ઝાડ હતું. બધાં તેની નીચે બેઠાં. મીઠી મીઠી વાતો કરે. રૂપાળીને છોકરાં રમાડવાનું મન થયું. સખીઓને હુકમ કર્યો.

સખીઓ ગામમાં ગઇ. નાનાં છોકરાંને તેડી લાવી. રૂપાળી તેમની સાથે રમી.

ચાંદો ઉગ્યો હતો. ચાંદની પથરાઈ ગઇ હતી. બધે રૂપેરી તેજ દેખાતું હતું. રૂપાળીને ગરબા ગાવાનું મન થયું. એક પરી સતાર લાવી. બીજીએ સારંગી લીધી. ત્રીજીએ ઢોલક લીધું. છોકરાંને વચ્ચે બેસાડયાં.

સતાર વાગવા લાગી. સારંગી ગાવા લાગી. ઢોલ ધ્રબાંગ ધ્રબાંગ કરવા લાગ્યું.

ગરબા ચાલ્યા. રૂપાળી ગાવા લાગી ને સખીઓ ઝીલવા લાગી. રૂપાળીનો અવાજ–અહાહાહા ! રૂપાની ઘંટડીથી યે સારો. સતાર સારંગીથી યે ઝીણો. કોયલના ટહુકારથી યે મધુરો. અને જોડે પરીઓના ઝાંઝરના ઝણુકાર! પછીથી શી મણા હોય ?

રૂપાળીએ ગાયું:—

૧

આંબાવાડીએ રે,
આંબાડાળીએ રે,
ગાજે કોયલના ટહુકાર;
મીઠા સૂર તણા રણુકાર.
આંબાવાડીએ રે,
આંબાડાળીએ રે,
ગાજે કોયલના ટહુકાર.

૨

ઘરને બારણે રે,
સોનલા પારણે રે,

હસતાં બાળકના ટહુકાર;
પ્રભુના ગીતતણા ભણકાર.

ઘરને બારણે રે,
સોનલ પારણે રે,
હસતાં બાળકના ટહુકાર.

ચાંદો ચાલતો અટકી ગયો. વાયરો થંભી ગયો. ઝાડ હાલતાં બંધ થઈ ગયાં. શાન્તિ. ખરેખરી શાન્તિ. એવે વખતે ગીત અને તે પણ રૂપાળીના કંઠનું. મીઠાશની તે શી વાત કરવી ?

ગીત પુરૂં થયું. બીજું ચાલ્યું. પછીથી ત્રીજું-ચોથું-પાંચમું: કેટલાંય.

સવાર થવા આવ્યું. ગરબા બંધ થયા. રૂપાળીએ છોકરાં સાથે વાતો કરી. થોડુંક રમી લીધું. પછીથી મિઠાઇ વહેંચી. છોકરાંએ હસતાં હસતાં ખાધી.

રાણીનો હુકમ થયો. પરીઓ તૈયાર થઈ ગઇ. છોકરાંને પાંખ ઉપર બેસાડી ઘેર મૂકી આવી. બધી સખીઓ આવી ગઇ. એકે ય બાકી ન રહી. સર્વ ઉડ્યાં. પોતાના મુલક તરફ જવા તૈયાર થયાં.

રૂપાળી ઉડી. સખીઓ પણ ઉડી. મોટાં મોટાં ઝાડ ઉપરથી ઉડી. મોટાં મોટાં ઘર ઉપરથી ઉડી. ડુંગર ઉપરથી યે ઉડી.

ઉડતાં ઉડતાં રૂપાળીને સખીની પાંખની ઝાપટ વાગી. એની પાંખ તૂટી ગઇ. ચક્કર ચક્કર ફરતી પૃથ્વી ઉપર આવી પડી. એને વાગ્યું. બહુ ના વાગ્યું. થોડું વાગ્યું. પણ ઉડાયું નહીં. કંઇ થોડે ઉંચેથી પડી હતી !

પાસે સરોવર હતું. મીઠું દરાખ જેવું પાણી હતું. આજુબાજુ ઝાડ હતાં. નયાં ઝાડ હતાં. આમલીનાં ઝાડ હતાં. પિપળાનાં ઝાડ

હતાં. ઉમરડાનાં ઝાડ હતાં. ઘણી જાતનાં ઝાડ હતાં. ઘણી જાતના છોડ હતા. કાંટાળાં ય ઝાડ હતાં. ઝાડમાં અને ઘાસમાં જાળાં પણ હતાં.

સવારે ભમરાભાઇ ફરવા નીકળ્યા. ગીત ગાતા ગાતા ઉડતા હતા. એમનું ગીત કેવું ? ગુંગુંગુંગું......સુગંધી આવી. ભમરાભાઇ ફુલ શોધવા લાગ્યા. એમના મનમાં એમ કે ફુલમાંથી જ સુગંધી આવતી હશે ને ! પણ ફુલ હોય તો જડે ને ?

રૂપાળીના શરીરમાંથી વાસ નીકળતી હતી. ભમરાભાઇ ત્યાં આવ્યા. ગુંગુંગુંગું કરતા ગોળ ફરવા લાગ્યા. રૂપાળીના શરીર ઉપર બેસવા આવ્યા.

રૂપાળીને બીક લાગી. કરડશે તો ?

એ તો ઉઠી. ઝટ ઉઠી. ઉઠાતું નહોતું તોપણ ઉઠી. ઉઠીને ચાલવા લાગી. ભમરો પાછળ ગયો. રૂપાળી આમ ગઇ અને તેમ ગઇ. ભમરો પાછળ ને પાછળ ! લુચ્ચાંનો સરદાર...રૂપાળીને ખરે-ખરી બીક લાગી.

હવે કરવું શું ?

ઝાડ ઉપર ચઢી ગઈ તો ત્યાં ભમરો આવ્યો. જાળામાં સંતાઇ ગઇ તો ત્યાં ભમરો આવ્યો. જ્યાં ગઇ ત્યાં આવ્યો.

કોઇ ઉપાય રહ્યો નહીં. રૂપાળી તો નાસાનાસ કરવા લાગી. ચીસો પાડવા લાગી. અકળાઇ ગઇ. જઇને સરોવરમાં પડી. રૂપાળી ફુલ થઈ ગઈ. પરી મટી ગઇ.

પગની દાંડી બની ગઇ. ઘાઘરી પાણી ઉપર પ્રસરી ગયેલી. તેની પાંખડીઓ થઈ ગઇ.

રૂપાળી પાણીમાં ઉતરી જવા લાગી. છેવટે ડોકું જ બહાર રહ્યું. શરીરની કમળાકળી થઈ ગઇ. પાંખડીઓ એની આજુબાજુ પ્રસરી ગઇ.

એ ફુલને આપણે 'કમળનું ફુલ' કહીએ છીએ. રૂપાળી રૂપાળી તેથી ફુલ પણ રૂપાળું.

રૂપાળીના શરીરમાંથી સુગંધી નીકળતી હતી. ફુલમાંથી પણ નીકળે છે.

અને રૂપાળીની સખીઓનું શું થયું હશે ?

એમણે રૂપાળીને બહુ શોધી. શોધાય ત્યાં શોધી; પણ જડી નહીં. રૂપાળી વગર, શું મોં લઇને જવું ? એના કરતાં તો ડૂબી મરવું સારૂં. છેવટે બધી સખીઓએ પાણીમાં પડતું મૂક્યું. પાણીને તે કંઇ શરમ છે ?

સખીઓનાં યે ફુલ થયાં. રૂપાળીના ફુલ જેવાં જ. પણ જરાક ફેર. રંગ જુદા. જેવાં કપડાં તેવા રંગની પાંખડીઓ.

તમે જુદા જુદા રંગનાં કમળ નથી જોયાં ?

૭

# કુંવરી

રાજા હતો. દરિયામાં રહેતો હતો. એને એક કુંવરી હતી. એનું નામ કુંવરી.

એ લોકો દરિયામાં જ રહે. છેક તળે. કોઇ દહાડો ઉપર ન આવે. ઘર ફક્કડ હતું. રૂપાળા રૂપાળા પથરાનું બાંધેલું. છીપોલીઓનું છાપરૂં બનાવેલું. મોતી અને પરવાળાંનાં તોરણ લટકે. આવા ઘર-માંથી બહાર નીકળવાનું ય ન ગમે.

કુંવરીનાં કપડાંની તો વાત ન થાય. જંતુઓએ લાળના તાર કાઢેલા. એ તાર વણાવેલા. એનાં કપડાં શીવડાવેલાં. ખૂબ ઝીણાં.

એક દહાડો કુંવરી પાણી ઉપર આવી. જન્મી ત્યાર પછી પહેલી જ વખત. હોડીમાં બેસીને આવી. સાથે એક સખી પણ હતી.

ઉંચે આકાશમાં સૂરજ જોયો. ચળક ચળક થાય. ધીકે. ખૂબ ધીકે. ઉનાળાના દહાડા હતા તે કેમ ન ધીકે ?

કુંવરીને તાપ લાગ્યો. આખા શરીરે પરસેવો પરસેવો થઇ ગયો. જાણે નાહીને ઉઠી છે ! સખીને ય પરસેવો થઇ ગયો.

કુંવરી સખીને કહે, " હું તો બફાઈ ગઇ. આ તાપ કેમ કરીને વેઠાય ? "

સખી કહે, " હું પણ પરસેવે નાહી રહી છું. જુઓને, મારા શરીર ઉપર તો નદીઓ વહે છે. "

કુંવરી કહે, " ચાલો પાછાં. "

સખી કહે, "અહીં આવું સરસ જોવાનું છે ને?"

કુંવરી કહે, "તેમાં શું? હમણાં પાછાં આવીશું. જો આપણે આવ્યાં ત્યારે આ ગોળો નીચે હતો; અને હવે કેવો ઉંચો આવ્યો છે? મને લાગે છે કે એ આથમી જશે. આ બાજુથી નીકળી આ બાજુ ઉતરી જશે. પછીથી તાપ નહીં પડે. એ વખતે આવીશું. ફરવું હશે તેટલું ફરીશું. જોવું હશે તેટલું જોઇશું."

બંને પાછાં ફર્યાં

ઘેર આવીને ખાધું પીધું. થોડુંક રમ્યાં.

કુંવરી સખીને કહે, "બહેન, હવે પેલો ગોળો જતો રહ્યો હશે. ચાલો જઇએ;"

કુંવરી સખી સાથે પાણી ઉપર આવી. સૂરજ આથમી ગયો હતો. ચાંદો ઉગ્યો હતો. ઠંડી ચાંદની પથરાઇ ગઈ હતી.

કુંવરીએ આકાશમાં જોયું. એને નવાઇ લાગી. "આ તો બીજો ગોળો છે! પેલો ન હોય. એ તો મોટો હતો. ધીકતો હતો. તેજ પણ બહુ હતું. આ તો નાનો છે. તેજ પણ થોડું છે. વળી ઠંડોહીમ જેવો છે. આહાહાહા! કિરણો કેવાં રૂપાળાં છે?"

ચાંદનીમાં હોડી ચાલવા લાગી. આખી રાત ફર્યાં. આઘે ગયાં. દરિયામાંથી નદીમાં. ત્યાં તો સવાર થવા આવ્યું. ચાંદામામા આથમી ગયા. અંધારૂં થયું. થોડી વાર પછી સૂરજ ઉગ્યો. પણ ધીમે ધીમે સૂરજ તપવા લાગ્યો. તાપ વધવા લાગ્યો. કુંવરી અકળાઇ. 'અરેરે, આ તો પેલો ગોળો! ગઈ કાલે દીઠો હતો તે જ. હવે નહીં રહેવાય. તાપે બળી જવાશે. ચાલ, ઘેર જતી રહું.'

હોડી પાછી વાળી. પણ ઘર કયાં? રસ્તો કોણે દીઠો હતો?

અને આ તો પાણીની વાટ ! કુંવરી દિશા ભૂલી. ચાલ્યા જ કર્યું; પણ ઘર શાનું આવે ? કુંવરીને ભૂખ લાગી. સખીનેય ભૂખ લાગી. ખાવું શું ? કયાંથી લાવવું ?

નદીને કિનારે જોગીની મઢુલી. પાંદડાંની બનાવેલી. ચોખ્ખી. જરાય કસ્તર નહીં. પાસે થઈને નદી વહે. ઠંડો વાયરો આવે.

કુંવરી ત્યાં ગઈ.

કુંવરી બારણે ઊભી રહી. બૂમ પાડી, "જોગીજી, ઓ જોગીજી !"

જોગીએ અંદરથી પૂછ્યું, "કોણ હશે એ ?"

કુંવરી કહે, "એ તો હું છું બાપજી ! મારું નામ કુંવરી."

જોગીજી કહે, "આવો બેટા, અંદર આવો."

કુંવરી અંદર ગઈ. સાથે સખી પણ ગઈ.

જોગીજી ઘરડા હતા. વાળ ધોળા થઈ ગયા હતા. શરીર પાતળું-સુકું હતું. આંખો ઊંડી ઉતરી ગઈ હતી. મોટું કપાળ હતું. ચળક ચળક થતું હતું; અને જટા ? લાં...બી. ખૂબ લાંબી.

જોગીજી કહે, "ઓહો ! બે જણ છો ને કંઈ ! આવો. બેસો."

કુંવરી અને તેની સખી બંને બેઠાં.

જોગીજી કહે, "ક્યાંથી આવવું થયું ?"

કુંવરી હાથ જોડી કહે, "બાપજી, દરિયાને તળીએ રહીએ છીએ. મારા બાપા રાજા છે. આ મારી સખી છે. અમે ફરવા નીકળ્યાં હતાં. રસ્તો ભૂલ્યાં છીએ. તાપ લાગે છે અને ભૂખે જીવ જાય છે, તે તો જુદું."

જોગીજીએ ખાવાનું આપ્યું. બંનેએ ખાધું. પેટ ભરીને ખાધું. ઉપર ઠંડું પાણી પીધું. ઓહઆં......

જોગીજી અને કુંવરી વાતે વળગ્યાં.

કુંવરી કહે, "જોગીજી, જોગીજી, ઉંચે આકાશમાં પેલું શું દેખાય છે ? ચળક ચળક થાય છે તે ?"

જોગીજી કહે, " બેટા, એ તો સૂરજ છે."

કુંવરી કહે, " અને બીજો ગોળો ઉગે છે ને !"

જોગીજી કહે, " હા, એને અમે ચાંદો કહીએ છીએ. સૂરજ દહાડે ઉગે છે, ચાંદો રાતે ઉગે છે."

કુંવરી કહે, " હવે ચાંદો ક્યારે ઉગવાનો ? હેં બાપજી, એ ચાંદો ક્યારે ઉગશે ? કેટલી વાર લાગશે ?"

જોગીજી કહે, " સૂરજ આથમવાને બહુ વાર નથી. હમણાં ચાંદો પ્રકાશશે. એ ઝાંખો ઝાંખો દેખાય........."

કુંવરી કહે, " બાપજી, મને એ ચાંદો બહુ ગમે છે. જાણે જો જો કરૂં......આજની રાત અહીં રહેવા દેશો ?"

જોગીજી કહે, " રહોને બેટા ! માણસ કોને બારણે છે ?"

કુંવરી રહી.

સૂરજ આથમી ગયો.

ચાંદો ઉગ્યો. ચાંદની પથરાઇ ગઇ.

કુંવરી ગાંડી ગાંડી થઇ ગઇ. આનંદથી કૂદવા લાગી. એના મનમાં વિચાર આવ્યો, " લાવને, આ ચાંદો મારી પાસે રાખું. ઘેર લઇ જઇશ. બેઠી બેઠી જોઇશ."

ચાંદાને પકડવા કૂદકા માર્યા. એમ તે ચાંદો પકડાતો હશે કે? દોડીને પકડી લેવાનો વિચાર કર્યો. દોડી. ચાંદો પણ નાસવા લાગ્યો. ભલો પકડાય !

કુંવરી કહે, " આ ચાંદો તો જબરો છે! હું નાસું છું તો એ નાસે છે. ખૂબ નાસે છે; પણ જરાય ખસતો નથી ! "

કુંવરીએ આખી રાત નાસાનાસ કરી. ચાંદો પકડાયો નહીં; એટલે ચાંદનીમાં રમ્યા કર્યું.

ચાંદો આથમી ગયો.

સવારે જોગીજી કુંવરી પાસે આવ્યા. એ કહે, " કેમ બહેન, ઉંઘ આવી હતી ને ?

કુંવરી કહે, " બાપજી, ઊંઘ્યું છે જ કોણ ? "

સખી કહે, " બહેન, ચાલો ને હવે ઘેર જઈએ."

કુંવરી કહે, " ના રે બહેન, મારે તો ઘેર નથી આવવું. હું તો ચાંદો જોયા કરીશ. ચાંદનીમાં રમ્યા કરીશ. "

સખી કહે, " રહેશો ક્યાં ? "

કુંવરી કહે, " ગમે ત્યાં રહીશ. "

સખી કહે, " અને ખાવાનું શું કરશો ? "

કુંવરી મનમાં કહે, " એ એક સવાલ છે ખરો ! રહીએ તો ગમે ત્યાં. કોઈને ઓટલે પડયાં રહીએ કે ઝાડ તળે સુઈ જઈએ; પણ ખાવાનું ? "

જોગીને કહે, " જોગીજી, બાપજી, મને તો કંઈ સૂઝ પડતી નથી. રસ્તો બતાવશો ? "

જોગીજી કહે, "એક રસ્તો છે. તું ફુલ બની જા. નહીં ખાવા-ની પંચાત કે નહીં કપડાંની ફીકર. અને પછી તારી મેળે ચાંદો જોયા જ કરજે ને!"

કુંવરી કહે, "પણ ફુલ થવાય શી રીતે?"

જોગીજી કહે, "એ કામ મારૂં. તારે ફુલ બનવું હશે તો હું બનાવી દઈશ. બોલ, બનવું છે? હમણાં જ બનાવી દઉં."

કુંવરી કહે, "બાપજી, ફુલ બનવું તો છે; પણ બધાંને છેવટનું મળી આવવું જોઈએ ને? મારે બા છે, બાપ છે, ભાઈ છે, બહેન છે. એ બધાં જીવ ન બાળે?"

જોગીજી કહે, "તો જા, એમને મળી આવ."

કુંવરી કહે, "પણ પાછું શી રીતે અહીં આવવું? રસ્તો તો મને યાદ નથી રહેતો!"

જોગી કહે, "અહીં આવવાની જરૂર નથી. તું જ્યાં હોઈશ ત્યાં ફુલ બની જઈશ, થયું? દસ કલાક બસ છે ને?"

કુંવરી કહે, "હા, બાપજી."

કુંવરી હોડીમાં બેઠી. એની સખી પણ જોડે બેઠી. હોડી ચાલી. પણ ક્યાં? રસ્તો તો જોયો નહોતો...

કલાક થયો, બે કલાક થયા, ત્રણ કલાક થયા.

ઘર શાનું આવે?

ચાર કલાક થયા, પાંચ કલાક થયા, છ કલાક થયા.

કુંવરી ગભરાવા લાગી. હજી તો નદી પણ પુરી નથી થઇ. હમણાં વખત થઇ જશે. કોઇને મળ્યા સિવાય ફુલ થઇ જવાશે.

સાત કલાક થયા. આઠ કલાક થયા, નવ કલાક થયા.

કુંવરીએ ઘેર પહોંચવાની આશા છોડી દીધી.

દસ કલાક પુરા થયા.

હોડીનો રંગ બદલાવા લાગ્યો. લીલો લીલો. થોડી વારમાં તો હોડીને બદલે પાંદડું !

કુંવરીને બદલે ફુલ !

આપણે એને "પોયણી" કહીએ છીએ.

ચાંદો ઉગે છે ત્યારે ખીલે છે.

ચાંદો વહાલો હતો ને ?

સૂરજ ઉગે છે એટલે કરમાય છે.

સૂરજ કંઇ ઓછો પજવ્યો છે ?

કવિઓએ બહુયે કવિતાઓ બનાવી છે.

*

# ૮

## પરગજુ

જૂના જમાનાની આ વાત છે. તે વખતે લોક ચામડાનાં કપડાં પહેરતા. ઝાડની છાલનાં ય વાપરતા. સુતરનાં નહીં.

બાર બાર વરસના દુકાળ પડયા હતા. આકાશમાંથી પાણીનું ટીપું ય પડયું નહોતું. અનાજનો એક દાણો ય પાકયો નહોતો. ભરી મૂકેલા દાણા ખૂટી ગયા હતા. કોઠીઓ ખાલી થઇ ગઈ હતી. કોઠાર પણ ખાલી થઇ ગયેલા.

તળાવ સુકાઇ ગયાં હતાં. નદીઓમાં ધૂળ ઊડતી હતી. કુવામાં નર્યું કસ્તર ભરાયું હતું.

લોક કુતરાંને રોટલા નહોતા નાખતા. પંખીને દાણા નહોતા નાખતા. કેટલાંય કુતરાં ભૂખે મરી ગયાં હતાં. કેટલાંય પંખી મરી ગયાં હતાં. જીવતાં હતાં તે મરવાની તૈયારીમાં હતાં. લોકો પાસે દાણા નહોતા. બાર બાર વરસના દુકાળ પડયા હતા.

ચોમાસાના દહાડા આવ્યા. લોકોને આનંદ થયો. મોટી મોટી આશાઓ બાંધી. ‘ દૂધ જેવો વરસાદ વરસશે. ઢગલે ઢગલા ધાન પાકશે. ઝાડનાં ઠુંડાં લીલાં થશે. કુવામાં પાણી આવશે. તળાવો છલકાઇ જશે ને નદીઓ ઊભરાઇ જશે. દેડકાં ડ્રૂં ડ્રૂં કરશે. મોર કળા કરીને નાચશે. ઓકળગાયો આવશે. અળસિયાં પડશે. દૂધ જેવો વરસાદ વરસશે. ’

જેઠ ગયો ને અષાડ ગયો. શ્રાવણ મહિનો આવીને ઊભો રહ્યો. આકાશમાંથી ફોરૂં ય નહોતું પડયું. લોક બધું કકળી ઊઠ્યું. “ ઓ

ભગવાન, તેં શું ધાર્યું છે ? પંખીડાં પાણી પીવા આવે છે. આવે છે ને પાછાં જાય છે. માણસોને ય પેટ ભરીને ખાવાનું નથી મળતું. આકાશ ચોફ્ખુંચટ છે—નાની સરખી યે વાદળી નથી દેખાતી. સૂરજના તાપની તો વાત નથી થતી. વરસ આખું કેમ કરીને જશે ? "

ફરતા ફરતા એક જોશીજી આવ્યા. બની ગયેલા બનાવો કહે, ચાલુ બનાવો કહે, આવતી કાલની ય વાત કહે. ભૂતકાળ કહે, વર્તમાન કાળ કહે અને ભવિષ્ય કાળ પણ કહી સંભળાવે. એવા એ જોશીજી. એમનો એક બોલ ખોટો ન પડે.

લોક બધું ભેગું થઇ ગયું. પુરૂષો આવ્યા ને સ્ત્રીઓ આવી; છોકરા આવ્યા ને છોકરીઓ આવી; નાનાં આવ્યાં; મોટાં આવ્યાં; માંદાં આવ્યાં; સાજાં આવ્યાં. બધાં આવ્યાં.

ગામના એક આગેવાન હતા. ઘરડા હતા. દાણાવાળા હતા; ઘાસવાળા હતા; ઢોરવાળા હતા. ભૂખ્યાંને એ દાણા આપતા હતા. ઢોરને માટે ઘાસ આપતા હતા..

ડોસા કહે, " જોશી મહારાજ, બાર બાર વરસનાં વહાણાં વાયાં. દાણા ખુટી ગયા છે. ઘાસ ખુટી ગયું છે. હજી વરસાદ નથી આવતો. કુતરાં મરે છે ને બિલાડીઓ મરે છે; ગાય મરે છે ને ભેંસ મરે છે; કાગડા મરે છે ને કબુતરો મરે છે. માણસોય ભૂખે તરફડે છે. જોશી મહારાજ, ટીપણું તો જુઓ. વરસાદ આવવાનો છે કે નહિ ? "

જોશીજીએ ટીપણું જોયું.

જોશીજી કહે, " વરસાદ તો આવશે. તમારાં ખેતરો લીલાં લીલાં થઇ જશે...... "

ડોસા કહે, "પણ તે ક્યારે? આ શ્રાવણ તો બેઠો. હજી તો વાદળાંય બંધાયાં નથી. જીવ બધા તરફડે છે. ભગવાનને દયા પણ નહીં આવતી હોય?"

જોશીજી કહે, "ભાઇ, ભગવાન તો દયાળુ છે. આપણા વાંકે જ આપણે દુ:ખી થઇએ છીએ. વરસાદ વરસશે. જરૂર વરસશે. પણ એક કપરૂં કામ કરવાનું છે."

લોક બધા બોલી ઉઠયા, "કહોને ત્યારે! મરવાનેય તૈયાર છીએ. કપરૂં કામ પણ કરીશું. વરસાદના વાખા નથી સહેવાતા."

જોશીજી કહે, "ડોસો અને ડોસી બે હોય. એમને એક જ છોકરો હોય...વંશ જવાની આ વાત છે. કોઇએ કબુલ નહીં કરે."

બધા લોક બૂમ પાડી બોલી ઉઠયા, "મહારાજ, કહો તો ખરા."

જોશીજી કહે, "એ તો દેવની વાણી. દેવની વાણી દડમાં ના રોળાય. તમે બધા વિચાર કરો. મેં કહ્યું તેવું ક્યાંય છે ખરૂં?"

ડોસા કહે, "હા; મહારાજ, હું છું. ત્યાસી ચોમાસાં જોયાં છે ને પંચાણું વરસ થયાં છે. મારે એક જ છોકરો છે. દેવના દીકરા જેવો. મારા કાળજાની કોર. આ રહ્યો તે."

જોશીજી છોકરાને કહે. "ભાઇ, તારે જીવવું છે કે મરવું છે? તારા મોતથી લાખો જીવ ઠરશે."

છોકરો કહે "વાહ! વાહ! આવું મઝાનું મોત! મરવા માટે હું તૈયાર છું."

જોશીજી ડોસાને કહે, "તમે તૈયાર છો ખરા? છોકરાને બાળી દેવો પડશે. જીવતો ને જીવતો. અને તેય તમારે હાથે. વંશ જશે હોં!"

ડોસા કહે, " ભલે ભલે બાપજી, છોકરા કરતાં વંશ વહાલો નથી. લાખો જીવ ઠરતા હોય તો છોકરો વહાલો નથી."

જોશીજીએ છોકરાને પાસે લીધો. ખોળામાં બેસાડ્યો. શરીર ઉપર હાથ ફેરવ્યો. માથા ઉપર પણ ફેરવ્યો. બચ્ચી કરી રમાડ્યો.

છોકરો કહે, " કહો, દેવ, મારે શું કરવાનું છે ? "

જોશીજી કહે, " દરિયાકિનારે એક ઝુંપડી છે. ત્યાં જા."

જોશીજી ચાલ્યા ગયા.

છોકરો દરિયાકિનારે ચાલ્યો.

ભાગોળ વટાવી ને ખેતર વટાવ્યાં: ગામ વટાવ્યાં ને શહેર વટાવ્યાં. છેવટે દરિયાકિનારે આવ્યો. પાસે એક ઝુંપડી હતી.

છોકરાએ ઝુંપડીમાં જોયું. કોઇ ના મળે. ખાલીખમ. આમતેમ જોયું. કોણ દેખાય ? હોય તો દેખાય ને !

એક પરી ઉડતી ઉડતી આવી પહોંચી.

પરી કહે, " ભાઇ, દુનિયામાં મોંઘામાં મોંઘું શું ? "

છોકરો વિચારમાં પડી ગયો. " દુનિયામાં મોંઘામાં મોંઘું શું ? વરસાદ ? એના વગર લાખો જીવ તરફડે છે. ના, ના, વરસાદ તો મોંઘામાં મોંઘો નહીં. ત્યારે શું ? "

કેટલીય વખત વિચાર કર્યો. છેવટે કહ્યું, " બાળક. "

પરી રાજી રાજી થઇ ગઇ. એ કહે, " ભાઈ, તારો જવાબ સાચો છે. હવે તને એક વડો મળશે. એ લઇને તું લાકડાંમાં બેસજે. તારા બાપાને હાથે દેવતા મૂકાવજે. તું બળી જઈશ; પણ ધડધડ વરસાદ વરસશે. બધા દેવતા ઓલવી નાખશે. બાર બાર વરસના દુકાળ ભાગશે. "

છોકરો ઘડો લઇ ઘેર આવ્યો. ગામ આખું હેલે ચઢયું. બધાં એને જોવા આવ્યાં.

છોકરો એના બાપાને કહે, " બાપુ, લાકડાં તૈયાર કરોને ! જેટલું વહેલું થાય તેટલું સારૂં, હું બળું તો વરસાદ આવે. વહેલો બળું તો વહેલો આવે. "

ડોસાએ લાકડાં તૈયાર કરાવ્યાં.

ઢોલ ને શરણાઇ વાગવા લાગ્યાં. બૈરાં ગાવા લાગ્યાં. બધાં એક ખેતરમાં આવ્યાં.

લાકડાં ગોઠવ્યાં. છોકરો તે ઉપર બેઠો. સાથે ઘડો તો હતો જ. લોક એનાં વખાણ કરવા લાગ્યા. આશીર્વાદ દેવા લાગ્યા. ' અમને ઠારે છે તો તું ય ઠરજે. ' છોકરો તો હસે છે.

ડોસાએ દેવતા મૂકયો. દુઃખ નહીં થતું હોય ? થાય તો ખરૂં જ ને !

ભડભડ લાકડાં સળગવા લાગ્યાં. છોકરો તો ભગવાનનું નામ લે છે. રામ રામ......

લોકો આકાશ સામું જોવા લાગ્યા. વાદળાંનો રથ દેખાયો. પવનને ઘોડા તરીકે જોડેલો. પવન થાકે ને ધીમો પડે. રથ હાંકનારો એક ચાબુક લગાવે. સટાક......

લોક કહે, ' વિજળી થઇ. '

ચાબુક પડી એટલે પવન નાસે. ઘરરર ઘરર વાદળાંનો રથ નાસે.

લોક કહે, " વાદળાં ગાજે છે. "

લાકડાં ભડભડ સળગે છે. છોકરો બળી બળે.

ત્યાં તો ગડગડાટ વધ્યો. વિજળીઓ ચમકવા લાગી. અંધારૂં થઇ ગયું. લોક જોતા રહ્યા ને વરસાદ તૂટી પડ્યો. લોકો ગાંડા ગાંડા થઇ ગયા. ' બાર બાર વરસે મેઘરાજા પધાર્યા, બાર બાર વરસે પાણીડાં વરસ્યાં !"

સળગતાં લાકડાં ઓલવાઇ ગયાં.

ત્રીજે દહાડે ટાઢીવાળી.

બીજે દહાડે ત્યાં છોડ ઉગ્યો. રોજનેરોજ મોટો થતો જાય.

ઉપર ફુલ આવ્યું. એ ફુલને આપણે કપાસનું ફુલ કહીએ છીએ.

છોકરો પરોપકારી હતો ને ? ફુલ પણ પરોપકારી.

ફુલમાંથી કપાસ નીકળે છે. કપાસ પીલીએ તો રૂ થાય. રૂ કાંતીએ તો સૂતર થાય. સૂતર વણીએ તો કપડાં.

તમે જોણો છો ? એ આખો છોડ કામમાં આવે છે. પાંદડાં ય નકામાં નથી જતાં. આખી દુનિયા સૂતરનાં કપડાં પહેરે છે.

